ઙ૧૫૨

# ભવાનાકૃતરવાના:

# ब्रह्मक्षेत्राद्यैडरङ्गरत्नः

એટલે

ખ્રમ્હાની ઉત્પત્ય તથા ઈડરનું વર્ણન.

**श्लोकः**

**इडरंपंचरत्नानीःभृगुब्रह्मागदाधरः ॥**
**चतुर्थंकुळनाथस्यःपंचमंभवनेश्वरं ॥१॥**

રચનાર વિશે.

**દોહરો.**

અર્ધ ભાગ ઈડર તણો, ઈનામ કુંડકી ખ્યાય.
ભવાન ગાંમ હુડાલનો, વીપ્રોદીચ્છ સહસ્ત્રાય.
સંતમહંત દ્વીજને નમું, કવી રાય કર જોડ.
ખોટય શકલ ક્ષેમા કરો, કોઈ નવદેસ્યો ખોડ.

મુંબાઈમાં ઠેકાણા વિશે.

**દોહરા.**

ભુલેશ્વર ચકલો ભલો. ભીમ શરાફની ચાલ.
ભોજનશાળા ભાવતી. ભવાંન હીરાલાલ. ૧
શરણ શામુદ્રી માતનું, મધ્ય મંડપ શ્રીરામ.
શામે ચીમનલાલજી, વૈષ્ણવનો વીશ્રાંમ. ૨

---

છપાવી પ્રસિદ્ધ કરનાર પોતે
આવૃતિ પેહલી.

**મુંબઈ:**

ઈંડિયન પ્રીંટીંગ પ્રેસ, કાંદાવાડી લેન.

સને ૧૮૮૮.

કિમત રૂ. ૦ા.

# કવીવીશે.

## દોહોરો.

ચતુરાઈ શામલભટતણી, દલપત કાવ્ય દીવ્ય નેન;
વ્રદ્ધ જુવાંન જંન બાલકાં, ગાતાં શરણું ચેંન. ૧.
માંન્ય મળ્યું મહીપતી ગ્રહ, પામ્યા અદલે નામ;
કાવ્ય કીધાં બહુ કામનાં. વાંચ્યાથી વીશ્રામ. ૨.

# પ્રસ્તાવના.

શ્રીગણેશાએનમઃ શ્રી ગુજરાતના ઉત્તર ભાગની સીમાયનાંની મારવાડ નાંમે દેશ છે. ત્યાંની રાજધાની શ્રી ઈલ્વલદુરગ નામે તેને હાલ ઈડરઘઢ કેહેછે કીયો ઈડરઘઢઃ કે હમો ઈડરીયો ઘઢ જીત્યારે આનંદ ભલા. ॥ એવી રીતે દેશી લોકોમાં વીવાહ ઉછાહમાં સ્ત્રીઓ ગાયછે તે ઈડરઘઢ. તેમાં મુખ્ય રાજધાની માહારાજાધીરાજશ્રી માહારાજા શ્રીકેશરીસીંઘજી માહરાજ શ્રીઈડરઘઢ ગાદી ઉપર બીરાજ્યા તે વખતે થયેલો હર્ષઊચ્છાહઃ તેને સંક્ષેપ માત્ર વરણન કરેલું ભાષણ, તે શીવાઈ માહારાજાધીરાજ શ્રીજુવાનશીંગજી માહરાજ જારે કૈલાશવાશી થયા ત્યારે માહારાજા શ્રીકેશરીશીંઘજી કીશોર વય એટલે ઘણી બાલાવસ્થા હતી. તે વખતે માહારાણી સાહેબે તેમના રાજકાજ તથા તેમની સંભાળના રાખી. તરૂણવસ્થા શકલ ગુણમય જોઈ અતિ ઉછરંગ હરષોછાહથી ગાદીપર બીરાજમાંન કરયા તે વીશે માહારાણીજી વીકટોરીયા સાહેબની સંભાળના પ્રજાપાલણ, રાજનિતિ વીશે વીકટોરીયા વીજય વીલાશની એક વારતા રચીછે તેમધેથી શંક્ષેપમાત્ર દોહોરા, ચોપાઈ, છપા, આઈડરંગ, રતનમાં મેળવેલા છે. હવે વીકટોરીયા વીજયવીલાશ એટલે માહારાણીજી વીકટોરીયા સાહેબનું રાજ થયું તે. આદ્ય અંગ્રેજોત્પતી. તેનાં રૂપગુણ લક્ષણ રંગરાગ, ગાનતાન, હુંનર, કળા, બળ, બાહાદુરી, સુઘડતા, ચાતુરી, તથા બોલી ચાલી. કાયદો, વહીવટ, વેપાર, અકલ હુંશીયારી, એ શકલગુણ સમજવામાં આવશે. અને આગળ પણ રાજા ઘણા થયા. તેની પણ બળબાહાદુરી ઘણીજ હતી. પરંતુ એવી કોઈએ હુંનર, સંચકળા કરી નથી, અને કદાપી કરી હશે તો આગળના શમા પ્રમાણે કરી હશે. તો જુવો કે આગળ સતજુગ, ત્રેતા, દ્વાપર વીશે દેવતાઈ વારો હતો તે કરે તેમાં શી નવાઈ. પણ વીચાર કરશો તો હાલ વખતમાં આગલની એવી નીશાણીયો નજરે દેખવામાં થોડી આવેછે. શું કે તારયંત્ર, રેલવે, ગીરણીયો, આગબોટ તથા બીજી સકળ વસ્તુ જણસ ભાવ કોઈબી હુંનર સંચકળાનો પાર નથી. પણ કદાપી કાળેકરી ઘણા વરશે એ નીશાણીયો સર્વે જશે. પણ પર્વત પાહાડ ફોડીને ગાડીની ગુફાઓ કરીછે. તે નીશાણીયો નીરભે કરીછે તે કયાંઈ જવાની નથી. અને કદાપી હાલના વખતમાં કોઈ પાહાડને વીશે આપણ ગુફા દેખીયે છીયે તો વીચાર કરીયે છીયે કે આ

કોઈ દેવતાઈ જગ્યા છે. એમ વરશ વધારે વીતા પછી એમ કેહેવાશે કે અંગ્રેજના રાજમાં વૈમાન ચાલતાં હતાં તે વૈમાન જપાટે જાતે. પરવતે મારગ આપ્યોછે. તે દાહાડાની આ ઠેકાણે ગુફાઓ પડીછે એમ જોયામાં આવશે. તથા કેહેવામાં બી આવશે. એમાં સંદેહ નથી. બીજું શું કે આગળના ઘરડાંની કેહેવત એવી છે કે સોંઘું ભાડું અને શીધ્ધપુરની જાત્રા એ શબ્દ હાલ વખતમાં મળી આવેછે. જુવો કે, કયાં મુંબાઈ, કયાં કલકતા, કયાં જગંનાથ, કયાં ગોકુળ, મથુરા, કયાં ગંગાજી, કયાં અયોધ્યા અને કયાં શીધ્ધપુર એવાં દુર દેશથી જાતા આવતાં ઘણું ભાડુંતોડું ખાવા પીવા રસ્તામાં ઘણાં જંગલ રાંન મેદાંન ડુંગરા ઓલંગી ઘણા કષ્ટથી કેટલેક દીવસે શીધ્ધપુર આવે; તે હાલ વખતમાં ચાર માશનો રસ્તો તે અંગ્રેજ બાહાદુર બે દીવસમાં પોચાડે છે. અને ભાડું જો જોવા જૈયે તો સેહેલ છે. અને સુખાનંદમાં મોજ કરતાં નીરભયે કોઈનો ભય નહી એવી રીતે પોચાડે છે. એ સુંઘું ભાડું ને શીધ્ધપુરની જાત્રા. એવો શબ્દ આગળનો ચાલ્યો આવેછે. તે હાલના વખતના માણસોએ નજરે દેખ્યો. એ સમજી મીત્ર મંડળી કબુલ કરશો એવો મને ભરૂસો છે.: બીજું વીકટોરીયા વીજયવીલાશનો વીસ્તાર તો વધારે છે, પણ સંક્ષેપ આઈડરંગ રત્નમાં વરણંન કરેલું છે.

હવે શ્રીઈલ્વ દુરગ તેને હાલ ઈડરઘઢ કેહેછે. તેમાં મુખ્ય રાજધાની માહારાજાધીરાજ શ્રી જુવાંનશીંગજી સાહેબે શુરજવંશી ઘણા વીચક્ષણ વિદ્વાંના કળા કૌશલ્ય રાજનીતી પ્રવીણ સુજ્ઞ સર્વે ગુણ સંપુર્ણ હતા. ને પોતાના સંસ્થાનથી ઉત્તર દીશામાં અઢી જોજંન એટલે દશ ગાઉ ઉપર પોતાના ખાલશામાં પુન્ય ક્ષેત્ર નામે એક પુણ્ય શ્લોક તીરથ ત્યાં હીરણ્યાક્ષગંગા નામે નદી છે. તે નદીના ઉત્તર કીનારા ઉપર પોતાને હવા ખાવા માટે બંગલો બનાવેલો છે, તાંહાં પોતે બીરાજમાંન થયેલા હતા. ને ત્યાં મોટા મોટા વીદ્વાંન સત્પાત્ર સદ્‌ગુણી બ્રાહ્મણ આદી સુભટની સભા ભરાઈને બેઠી હતી. ત્યાં તીર્થ યાત્રાદીક પુણ્ય ક્ષેત્રની પ્રાચીન કથા વીદ્વાન જન માહારાજ સાહેબને શ્રવણ કરાવતા હતા. તેમાં આ ક્ષેત્ર એટલે બ્રહ્મક્ષેત્ર તેને આજ બ્રહ્માની ખેડય એ રીતે કહેછે. તે ક્ષેત્રનું માહાત્મ્ય વરણવ્યું. તે એ બ્રહ્મક્ષેત્રમાં મુખ્ય સ્થાનક બ્રહ્માનું બ્રગુરૂશી નીલકંઠ પંખેશ્વર કણેશ્વર આદિ એક જોજન એટલે ચાર ગાઉમાં બ્રહ્માયે પુરવે જગંન કરેલ તે વખતમાં ઈદ્રાદીક દેવ તથા રૂશીગણ ઈત્યાદીક શરવેને સ્થાપન કર્યા. ત્યાં હીરણ્યાક્ષ ભીમાશંકરી અને કૌશંબી એ ત્રણ નદીનો શંગમ થયેલ છે. ત્યાં પીત્રીયોનો ઉધ્ધાર થાયછે. તથા નારાયણબળી ભુતબળી વગેરે પંચબળીયો થાયછે. ને જેમ ગયાજીમાં શ્રાધ્ધ કરે ઉધ્ધાર થાયછે તેમજ

આ બ્રહ્મક્ષેત્રમાં ઉદ્ધાર થાયછે. અને ત્યાં પોત્રીગણ ઘણા મોક્ષને પામ્યા છે. અસદ્ગતીવાળાને શદ્ગતી પમાડેછે. અને ત્યા શીવજીનું બ્રહ્મકપાળ ત્રીવેણી-શંગમમાં ગયું છે. તથા બ્રહ્મહત્યાદી કરીને મોટા મોટા પાપ નીવારણ સ્નાન તથા દર્શને કરીને મુકતી થાય છે. એ વગેરે કેટલી તરેહનું ક્ષેત્રમા દર્શન તથા ત્રીવેણી સ્નાન કર્યાથી કોટાંતકોટ જગનનું ફળ મળતાં છતાં વીષ્ણુ પદને પામેછે. એવી કથા બ્રહ્મપુરાણમાં બ્રહ્મમાહાત્મ્યમાં છે, એવું કહ્યું વળી આ એવું પુણ્યક્ષેત્ર ત્યાં પુરવે જાત્રાળું લોક લક્ષાવધી આવતા, અને વેપારી શાહુકાર મેવાડ, મારવાડ, માળવો, વાગડ, શીરોઈ, ગુજરાત, કચ્છ, કાઠીયાવાડ. આદી દેશ દેશના મનુષ્ય આવતાં અને હીરણ્યાક્ષ નદીના દક્ષીણ કીનારા ઉપર શાહુકારની દુકાનો માંડી લાખો રૂપીઆનો માલ ખપતો, તથા ચતુરપદ આદી વણજ કરતા. તે મેળો દીન ૧૫ રેહેતો. તે મેળાની રચના એવી કે જાણે વિશ્વકરમાય કોઈ નવું શેહેર વસાવ્યું. એવું શાંભળી માહારાજ સાહેબે ફરમાવ્યું કે, એવો મોટો મેળો શાકારણથી બંધ થયો? ત્યારે શભા શકલે જાહેર કર્યું કે, રાવ કલ્યાણની વખતમાં ઘણી કુચાલ હતી. તેથી મેળાનો બંદોબસ્ત રહ્યો નહિ. અને દેશમાં દંગો થયો તેથી મેળો બંધ થયો. એવું વર્ણન શકળ શાંભળીને માહારાજ સાહેબે બ્રહ્મક્ષેત્ર-ની વારતા શાંભળી. બ્રહ્મપુરાણ મંગાવી તમામ વંચાવી જોયું તો તે માહાત્મ્યના તુલ્ય કોઈ શમરથ થાય નહિ એવું સમજાયું: પછી વિચાર કર્યો કે લોકના કલ્યાણને અરથે પાછો મેળો ચાલુ કરવો ને આ ગ્રંથ ગીરવાણ ભાષામાં હતો તથી કોઈને બરોબર શમજવામાં આવશે નહી. પછી તે બ્રહ્મપુરાણ સુલભ રીતે શકળને સમજાય એવી રીતે શ્લોકાદીકની પ્રાકૃત ટીકા ગોવીંદરામ શાસ્ત્રીયે આરંભે સંસ્કૃત શ્લોક કાયેમ રાખી પ્રાકૃત ટીકા કરી માહરાજ સાહેબને પ્રતે ભાષણ કરેલું હતું તે કવીતામાં ગ્રંથ રચી પ્રસીદ્ધ કર્યો છે. તે વાંચી જોતાં સ્વધરમ નીષ્ટાવાળા પુરૂષોને એ તીરથ કરવાનો ઘણો ઉત્સાહ પ્રગટ થઈ આવશે અને આ તીરથ માહાત્મ્ય સંક્ષેપ માત્ર વર્ણન કર્યું છે. તે જે પુરૂષ નીત્ય વાંચી શ્રવણ મનન કરીને શ્રદ્ધા રાખીને શુદ્ધ ભાવ શહીત નીમ ધર્મ સહીત યાત્રા કરવા આવશે તે પુરૂષનાં પાપ આ જનમનાં તથા પુરવ જનમનાં બળી ભસ્મ થશે. તેમાં કાંઈ સંશય નથી અને આ તીરથમાં સ્નાંન દાંન બ્રહ્મભોજન શ્રદ્ધા પ્રમાણે શુદ્ધ ભાવથી કરશે તેનો મોક્ષવાશ થશે એવું ઉત્તમ આ બ્રહ્મક્ષેત્ર છે.

શ્રીગણેશાયનમઃ શ્રીસારદાયનમઃ શ્રીગુરૂભ્યોનમઃ શ્રીસરસ્વતેનમઃ

# अथ श्रीब्रह्मक्षेत्राद्यैडरङ्गरत्नः

ઈડરોપમાર્પણ.

## દોહેરા.

શ્રીગુરૂ ગણપતી સરસ્વતી, જગદીશ જગદાધાર;
અંબા હાથ લંબા કરો, ઉતારો ભવ પાર. ૧
ભારતી ભવ શંકટ હરો, હંસ ઉપર થૈ સ્વાર;
અંબા હાથ લંબા કરો, ઉતારો ભવ પાર. ૨
દુઃખ જાણી બહુ દેવનું, અવનીપર અવતાર;
અંબા હાથ લંબા કરો, ઉતારો ભવ પાર. ૩
પેરણ ચોળી ચુંદડી, શકલ શજ્યા શણગાર;
અંબા હાથ લંબા કરો, ઉતારો ભવ પાર. ૪
ચાલ્યાં દૈતને મારવા, હાથ ધરી હથીયાર;
અંબા હાથ લંબા કરો, ઉતારો ભવ પાર. ૫
સકળ દૈત સંહારીયા, સુખ શાંતી સંસાર;
અંબા હાથ લંબા કરો, ઉતારો ભવ પાર. ૬
આરાસુર બીરાજ્યાં, વરત્યો જયજયકાર;
અંબા હાથ લંબા કરો, ઉતારો ભવ પાર. ૭
ઈડર ઘઢની ઊપમા, કહું સંક્ષેપે સાર;
અંબા હાથ લંબા કરો, ઉતારો ભવ પાર. ૮
આદ્ય નામ ઈલ્વલદુર્ગ, હાલ ઈડર નીરધાર;
અંબા હાથ લંબા કરો, ઉતારો ભવ પાર. ૯
ઈલ્વલદુર્ગ તે ડુંગરો, હાલ ઈડર ઘઢ ગામ;
પ્રથમ તાંહાં રાક્ષસ રહે, દૈતદુર્ગા સુરનામ. ૧૦

૧ બ્રહ્મક્ષેત્ર આદ્ય ઈડર અંગ રત્ન.

ઉજડ વનમાં એકલો, નહી વસ્તી વીસ્તાર ;
પશુ પંખીને માનવી, સકળ કરે સંહાર. ૧૧
વસ્તી વડનગર વિશે, જાણો જુનું સેહેર ;
બાકી બીજી વસ્તી નહી, એવો અસુરનો કેર. ૧૨
પંચદેવ પ્રથમ રહ્યા, ઈલ્વલ દુરગની પાશ ;
પ્રણામ કરૂં પંચદેવને, પુરો મનની આશ. ૧૩

## ચોપાઈ.

ઈલ્વલ દુરગ ઈડરનું નામ, પંચદેવ વશે તે ઠામ ;
પ્રથમ જાગુ બીજા બ્રહ્માય, ત્રીજા ગદાધર વૈકુંઠરાય. ૧
ચતુર્થ કલનાથ ભવનેશ્વર પાંચ, શરણે નાવે ઊંની આંચ ;
પંચરત્ન એ જોતપ્રકાશ, પુજન કરતાં પુરે આશ. ૨
બ્રહ્માજાગુ શ્રીનાથ જગતાત, ભવનેશ્વર ભોળા કળનાથ ;
પંચરત્ન એ ચીંતામણી, દેવળ શીખરની શોભા ઘણી. ૩

## દોહેરા.

હવે ઈલ્વલ દુરગ તે ડુંગરો, તાંહાં અસુરનો વાશ ;
ચાર જોજન પર ચોદીશા, જીવ મનુષ્યને ત્રાશ. ૧
ઈલ્વલ દુરગથી વાયખુણ જંગલ, મોટું જાણ ;
વસે વેણી વછરાજ તાંહાં, પ્રતાપ પાંડવ પ્રમાણ. ૨
વશે જંગલમાં એકલા, પાસે રહ્યો એક શીષ્ય ;
નીત ચરાવવા જાય તે, કામ ધેનુ દશવીશ. ૩
એક દીવસ શીષ્ય બોલીઓ, સાંભળો સ્વામી વાત ;
કેઈ દીશા જાઉં નહી, લેઈ કામ ધેનુ સાથ. ૪
વચન શેવકના સાંભળી, બોલ્યા વેણી વછરાજ ;
અગ્ની ખુણને આજથી, નીશ્ચે કરજે તાજ. ૫

## છપો.

બોલે બેણી બછરાજ, બાત કહું સુન બે બચ્ચા ;
નાંહી જાના કોઈ દીન, અગ્ની કુંણ મેં નહીં અચ્છા ;
વાંહાં રેહેતા રાક્ષસ, દુરમતીકા ડર ભારી ;
ઈહાં ડરસેં ઈડર, નામ ધરા નરનારી ;

ऐसे असुर उन्मत् हे, फीरता जोजन चार में;
पशु पंखी और मनुष्य कुं, पकड ले जावे द्वारमें. १
शीष्य कहे स्वामीन, बडा डर मुजकुं लागे;
मीले पकड ले जाये, पीछे में कैसा भागे.
लेकर जाय सो द्वार, पीछे कया काम करेगा;
कया करना उपाए, असुर दुष्ट कैसा मरेगा;
बचन सुनी जब शीष्यको, बोले बेनी बच्छराज जयुं;
उपाय कहुं सुन पुत्र में, ओही करना तुंम काज जयुं. २

## દોહેરા.

વેણી વછરાજ ત્યાંહાં બોલીયા, શેવક સાથ વચન;
જડજેડી એક જેષ્ટીકા, કરી મંત્રાવાહન. १
આપી જેષ્ટીકા શીષ્યને, કહ્યું શકળ વૃતાંત;
મળે અસુર કોઈ દીનતો, ભાગું મનનો ભ્રાંત. ૨
ખાઊ ખાઊ કરતો આવશે, લેઈ જાશે તે દ્વાર;
ઈલ્વલ દુરગ ડુંગર વીશે, તેલ કડાઈ નીરધાર. ૩
તેલ કડાઈ ઉકાળશે, પછી પુછશે વાત;
કેહેશે પ્રદક્ષણા કરો, એમ કરી કરશે ઘાત. ૪

## ચોપાઈ.

પ્રદક્ષણા ફરવા કેહે તુને, તારે કેહેજે નવ આવડે મુને;
કરી દેખાડો મુજને કાજ, કરૂં હું તે પ્રમાણે આજ. ૧
ફરવા જાય અસુર જે વાર, કરજે જેષ્ટીકાનો પ્રહાર;
ગુરૂ વચન જેષ્ટીકા વડે, તરત ઉચકી તેલમાં પડે. ૨
મરશે અસુર ઉગરશો તમો, એ વૃતાંત કહું છું હમો;
એવાં ગુરૂનાં સુણી વચન, શેવક અચરજ પામ્યો મન. ૩
નમી ગુરૂને વારંવાર, નીત્ય જાયે તે વન મોઝાર;
ગુરૂ આપી જેષ્ટીકા ધરે, ચારે ગૌને વનમાં ફરે. ૪

## છપો.

વશ્યા વેણી વચ્છરાજ, વીકટવન વગડો જોઈ,
તારણ માતા ત્યાંહે, મળે નહીં માણસ કોઈ;

ઘઢ તારંગા પાશ, દેવ શ્રાવકના કાહાવે,
ઈલ્વલથી વાવ્યખુણ, જંગલ બહુ નજરે આવે;
જોવા મળે નહીં માનવી, જાઝાં જંગલ જાહાડ છે,
શીદ્ધ મુની વસ્તા તાંહાં, મોટા પરવત પાહાડ છે. ૧
માણેકનાથ માહારાજ, આજ પરવતમાં રેહેછે,
ઝરે પથરથી દુધ, દુધલમા તેહેને કેહેછે;
ચમત્કારી બહુ દેવ, જઈને પરવતમાં પેઠા,
કોઈની પડે નહી દ્રષ્ટી, અદ્રષ્ટપણેથી બેઠા;
માણેકનાથ માહાશીદ્ધ જોગી, આવ્યા અમદાવાદથી,
માણેકચોક કેહેવાએછે, અમદાવાદ એ આદ્યથી. ૨

## દોહેરા.

ઈડરથી પશ્ચિમ દીશા, વાવ્ય ઉતર ઈશાંન;
પુરવ દીશામાં પેશીએ, જાહાં તાહાં જંગલ રાન. ૧
ઈડર પાછળ ઔષધી, વનસ્પતી ભાર અઢાર;
ચતુરાઈથી શોધન કરે, તો આપે દ્રવ્ય અપાર. ૨

## ચોપાઇ.

હવે વેણી વછરાજ તણો જે શીષ્ય, જેષ્ટીકા કરમાં અહોનીશ;
અઘોર જંગલમાં ફરતો ફરે, ગયો જાહાં પથર પય ઝરે. ૧
માણેકનાથ ગુફાતે ભણી, સાથે કામધેનું દુઝણી;
ગૌ સાથે આવ્યો તે ઠાર, પુરવદીશા ચાલ્યો નીરધાર. ૨
ઈલ્વલ અસુર દુરગાસુર નામ, આવ્યો ફરતો તેણે ઠામ;
ખાઊખાઊ એવો થાએ ભયંકાર, આવ્યો અસુર તે વનમોઝાર. ૩
કામધેનું નાઠી તે દીશ, ઝાલ્યો વેણી વછરાજનો શીષ્ય;
ચાલ્યો શીષ્ય લેઈ તેણીવાર, ચેલો મન કરતો વીચાર. ૪
જે ગુરૂદેવને ગમ્યું તે ખરૂં, હવે ઈષ્ટપ્રતાપે હીમ્મત ધરૂં;
જેષ્ટીકા આપી ગુરૂદેવ, કરૂં અહોનીશ તેની શેવ. ૫
ગુરૂપ્રતાપે પ્રાક્રમ કરૂં, હીમ્મત હારી હવે કેમ ડરૂં;
એમ વીચારે મન શંઘાત, આવ્યા આજ અસુરને હાથ. ૬
ગુરૂએ કહ્યું જો દાણવ મળે, તો લેઈ જઈ તુજને તેલમાં તળે;
ગુરૂયે કહ્યું તે સાચી વાત, હવે એ કરશે માહારી ઘાત. ૭

જડ જેષ્ટીકા ગુરૂ ઉપાય, મંનમાં એમ વીચારતો જાય;
ઈલ્વલ પર આવ્યો અશુર, જાંહાં આશંન પોતાનું પુર. ૮

## દોહરા.

હવે અશુર શેવક લેઈ આવીયો, ચડયો ડુંગરપર દઈત;
ચેલો નજરે જોઈ વળ્યો, કડાયા તેલ સહીત. ૧
મંનમાં થરથર ધ્રુજીઓ, પણ હીમ્મત રાખી જાણ;
વીનય વચનથી બોલીયો, અસુરસાથે વાંણ. ૨
વેહેલા થાઓ ખાઓ મુજને, નહી લગાડો વાર;
છુટયો માહા શંકટથી, રખડલું રણમોજાર. ૩
વીનય વચંન કીધાં ઘણા, શેવક ચતુર શુજાણ;
તેલ કડાઈ તાતી કરી, પછી અસુર બોલ્યો વાંણ. ૪
પરદક્ષણા એની ફરો, સમરો તમારો ઈષ્ટ;
પછી પેશો આ તેલમાં, એમ બોલ્યો પાપીષ્ટ. ૫
વેણી વછરાજ શીષ્ય બોલીયો, કરી જાઝો પ્રણાંમ;
કહો કેવી રીતે કરૂં, દેખાડો આ ઠામ. ૬
દૈતને મંન કાંઈ ડર નથી, તરત ઉઠયો તે વાર;
પરદક્ષણા કરવા ગયો, શીષ્ય ગુરૂ શંભાર. ૭
મારી જેષ્ટીકા જોરથી, લેઈ લેઈ ગુરૂનુ નામ;
તરફડી પડયો તે તેલમાં, દુરગાસુર તે ઠામ. ૮
પડતાં તે પ્રલય થયો, ગુરૂતણો પ્રતાપ;
ઈલ્વલ દુરગ દૈત મારીયો, ટળ્યો શકળ સંતાપ. ૯

## ચોપાઇ.

અસુર ઉસ્કી તેલમાં પડયો, શીષ્ય ઘાટ દાનવનો ઘડયો;
ગુરૂ વચનથી માર્યો એમ, અસુર કાયા બની તે હેમ. ૧
ગૌ નાઠી જે અસુરને ત્રાશ, ગઈ વેણી વછરાજને પાસ;
ગુરૂને તરત થઈ છે જાણ, અસુર શેવકના લેશે પ્રાંણ. ૨
એટલામાં આવ્યો તે શીષ્ય, દાંણવ મારી તેણે દીશ;
શીષ્ય ગુરૂને શરણે ગયો, શમાચાર તે સઘળો કહ્યો. ૩
જાણ્યું શીષ્ય કરી આવ્યો કાજ, ઉઠયા તરત વેણી વછરાજ;
આવ્યા ઈલ્વલ દુરગની ધરણ, જુવે તો મુઢ પામ્યો છે મરણ. ૪

સુવર્ણ શરખું શબ દેખાય, ચમત્કાર શબ્દ સંભળાએ.
સુજ સુસ્તક વીનાનું સર્વ, કાપો દેહ જેમ જોએ દ્રવ્ય. ૫
અસુર તણી કાયા બહુ પુષ્ટ, પછી કાપ્યો પદનો અંગુષ્ટ;
દીવશે કાપે પદનું હેમ, રાત્રી પાછું તેમનું તેમ. ૬
જેમ કાપે તેમ વધતો જાય, તેનો ઈડર ઘઢ બંધાય;
દીવસના કાપે અંગુષ્ટ, રાતે પાછો પુષ્ટનો પુષ્ટ. ૭

## દોહેરા.

એમ એક અંગુષ્ટથી, ઘઢ બંધાવ્યો જાણ;
પછી પધરાવ્યું કુંડમાં, અસુર શબ નીરવાણ. ૧
હાલ પરીક્ષા તેહની, મળી આવે કોઈ દીન:
સુંવરણનો કરશો ફરે, કુંડમાં એવાં ચીન્હ. ૨
રાજ વેણી વછરાજનું, ટળ્યો શકળનો શોક;
ઈડરીયો ઘઢ જીતીયા, ગાયે જગતમાં લોક. ૩
કન્યા પરણ્યા નાગની, થયાં શકળ સુભ કામ;
ઈલ્વલ એ તે ડુંગરો, દુરગ કીલ્લાનું નામ. ૪
ઈડર ઘઢ ઘણા વરષ તે, વેણી વછરાજનું રાજ;
સુખ શાંતી સહુ લોકમાં, કીધાં ઘણાં એક કાજ. ૫
ત્યાર પછી ગાદીપતી, થયા બહુ રાણા રાવ;
વનસ્પતી ફુલી રહી, ઈડર ઘઢ ગરકાવ. ૬
આજ ઈડર ગાદી તણા, સુરજવંશી માહરાજ;
કોરટ કેશરી સીંધની, રીતી રામ સમાજ. ૭

## છપ્પો.

ઈડર ઘઢ બર કહાવ, આદ્ય ઈડરની ગાદી,
કેશરીસીંધ માહરાજ, આજ ધણી ધંન્ય ધર્માદી;
ભલો બ્રાંહ્મણ પરભાવ, પ્રજાપર પ્રીતી રાખે,
સુરવીર માહાધીર, ભુંડું ભાષણ નવભાખે;
ચતુર શીરોમણ સેહલડો, સકલ ગુણ ભંડારછે,
ઈડર ઘઢ ગાદીતણા, જુવાનસીંધ કુંમાર છે. ૧
રૂપતણો નહીપાર, જેવો શોભે સીંહ લંકો,
રીત પ્રમાંણે રાજ, નીતીમાં બાહાદુર બંકો;

ધીર વીર ગંભીર, શકળ વાતે તેં શ્યાંતી,
જ્ઞાંન ધ્યાંન પુન્યવાન, કળા સુરજની કાંતી;
માહરાજ રાજશ્રી રાજમણી, અનીત્ય અંગથી તાજછે,
કમી નહી કોઈ વાતમાં, ઈડરઘઢ માહારાજ છે. ૨

સવંત ઓગણીશેં અડત્રીશ, અશાડમાશ આણંદકારી,
શપ્તમી સુકરવાર, ઈડરઘઢ શોભા સારી;
માહારાજાધીરાજ, રાજરાજેશ્રી આજે,
કેશરીસીંઘ માહારાજ, ઈડરઘઢ ગાદી બીરાજે;
શન અઢારશે બ્યાશીમાં, જુગતી જુલાઈની જાંણીયે,
તારીખ સુંદર સાતમી, શું શોભા વખાણીયે. ૩

ઘંન વરષે ઘંનઘોર, ઘણી એક ગર્જના કરતો,
વીજળી તણો ચમકાર, જાય દળ વાદળ ભરતો;
વ્રસ્ટી વસ્તી વંન, ગામ ઉજડને પાહાડે,
વ્રસ્ટી રાન મૈદાંન, વ્રસ્ટી જાંહાં જંગલ જાહાડે;
દેશકાળ દુકાળમાં, વરસાત આવી વરષતા,
તેંમ ગાદીનૃપ નીરખીનેં, હોંસ હૈયે શહુ હરષતા. ૪

શહુને હરખા નંદ, માહરાજ બીરાજ્યા ગાદી,
શહુને હરખા નંદ, માત વળી રાંણી આદી;
શહુને હરખા નંદ, ગાયે ગુણી જંન બહુ ગીતં,
શહુને હરખા નંદ, ઉજાશ ઈડર આદીતં;
હરષ મંત્રી પ્રધાંનને, કારભારી કોટવાળના,
કેશરીસીંઘ ગાદીપતી, ઘણી ચૌદશેં સુંમાળના. ૫

## દોહોરો.

ઈડરઘઢ રળીયાંમણું, માહરાજ કેશરીસીંઘ,
જુવાન સીંઘજી જશ પાંમીયા, કૈલાશવાશી શીવલીંગ. ૧

ઓપમા અધીક વરણવ કરૂં, ઈડરઘઢના રાવ;
માહરાજ કેશરીસીંઘનો, આદર ભાવમનું માવ. ૨

કૈલાસ પીતા પામીયા, કેશરીસીંઘ બહુ બાળ;
ચૌદ વરશ સાહેબ તણી, રાજકાજ સંભાળ. ૩

આજ રાજ રાણી તણું, અજવાળું અંગ્રેજ;
શંભાળ રાજા રંકની, નીતી રાજની એજ. ૪

સાહેબની ચતુરાઈ ઘણી, બહુ ધીરજ બહુ ધાક ;
દેશ શકળ સુધારીયો, લીજીટ ફીલીપ ને બ્લાક. ૫
રાજ રાંણી વીકટોરીયા, તપે તપસ્યા તેજ :
આણ ફરે શહુ દેશમાં, અદલ રાજ અંગ્રેજ ૬

---

માહારાણી વીકટોરીયાંના રાજ વીશે, વીકટોરીયા વીજય વીલાશની
એક વારતા રચીછે તે મધેથી સંક્ષેપ છપા, દોહેરા, ચોપાઈ,

## છપો.

રાણી કેરૂં રાજ, કાજ કુડાં નવ કરશો,
રાણી કેરૂં રાજ, કરશો તો નીશ્ચે ભરશો ;
રાણી કેરૂં રાજ, તસ્કર તરફડવા લાગ્યા,
રાણી કેરૂં રાજ, ભુંડા જંન ભયથી ભાગ્યા ;
માહારાણીનું રાજ, આજ અંગ્રેજ તેજ બહુ જાંણીયે,
કોરટ શોભાસુર લોકની, અધીક શું વખાંણીયે ૧

## સાહેબ વીશે છપો.

સાહેબ ચતુર સુજાંણ, દેશ દેશાવર ફરતા,
ભુત પ્રેત પીશાચ, નહી ડાકણથી ડરતા ;
છોટ સુંઠ શહુ જુઠ, સુંઠ ખાધી નહી માયે,
જોયો નહી જંન કોઈ, સાહેબને સામો થાએ ;
થયો નથી થાશે નહી, આજ કોઈ અંગ્રેજ સારખો,
ચતુર મંન શોધી જુવો, પંડીત પુરાણી પારખો. ૨

## દોહેરા.

શકળ વાતનો કાયદો, શકળ વાતનો સંચ ;
દેવતાઈ લોક દેખાયછે, કોઈ ન જાણે પ્રપંચ. ૧
ગોરામાં તો ગુણ ઘણા, કાળું કપટનું ઝાહાડ ;
કાળાથી કશું નવ બને, ભુરા તોડે પાહાડ. ૨

## મડમ સાહેબ વિશે દોહેરા.

આગે વચંન સીતાતણું, રામતણી કૃપાય ;
દેવે દ્રષ્ટી અમ્રત કરી, વો કેમ નીરભય નવ થાએ. ૧

આગે હતી તે દેવાંગના, ઉત્તમ કરતી કામ;
સ્વર ચુકી મધ્યંમ કરી, માટે મડમ નામ. ૨
આગે હતી જે દેવાંગના, શું તેનું એંધાંણ;
પરી પ્રમાંણ દેખાયછે, હાલ પરીક્ષા જાણ. ૩
બોલી ચાલી કાયદો, સુંદર નૃત્ય શણગાર;
માથે ટોપી મલપતી, દેવાંગના અવતાર. ૪
દેખીતી દેવાંગના, કળા વીના નહીં કામ;
સુંદર મુખ રળીયામણું, મડમ જેનું નામ. ૫
ગડબડ નહીં કોઈ વાતનીં, કરે નહીં કોઈ કલેશ;
ખાયે પીયે ખુબી કરે, હાંસવદંન હમેશ. ૬
પ્રતક્ષ જુવો પારખું, નહીં કોઈનું મંન ઉદાસ;
લોક શકળ આણંદમાં, શોભા ઈંદ્રઅવાશ. ૭

## તારયંત્ર વિશે છપા.

ખબરદાર ખુબતાર, વાત અચરજની જેઈ,
ખબરદાર ખુબતાર, પાર પામે નહીં કોઈ;
ખબરદાર ખુબતાર, હાર પામે જેઈ જાઝા,
ખબરદાર ખુબતાર, વીસ્મય થાએ રંકને રાજા.
ખબરદાર, ખુબતાર છે, શું આવે શું જાય છે;
કળા જોઈ અંગ્રેજની, શહુ જંન વીસ્મય થાયછે. ૧
શું આવે શું જાય, કહો તેમાં શું રહેછે,
શું આવે શું જાય, ખબર જઈને કોણ કેહેછે;
શું આવે શું જાય, ભલા પણ ભેદ ન જાણે,
શું આવે શું જાય, વસ્તી તો સહુ વખાણે,
કાળું લોક બહુ કામમાં, પણ કળા કોઈને પડતી નથી;
ચમત્કાર સાહેબતણો, તે કવીતા શું કહીયે કથી. ૨
મંનથી જાઝો વેગ, પવંનથી પેહેલો ચાલે,
કલાકે કોશ હજાર, ખબર તે જઈને આલે;
ઘડીએ ગોશત ચાર, તાર ચાલે એ રીતે,
સતસહસ્ત્ર જુબાપ, કહે જઈ પુરણ પ્રીતે;
શું આવે શું જાયે જુવો, અચરજ શરખું આજ છે,
વીચાર કરે વિસ્મય થશો, અદલ અંગ્રેજી રાજ છે. ૩

## આગગાડી વીશે છપા.

રેલવે તણો ખેલ, મૈલપર ધ્વજા ધરીછે,
જંગલ રાંન મૈદાંન, ડુંગર પરદેરડીયો કરીછે ;
જાંહાં તાંહાં કુશલ એમ, ટેમપ્રમાંણે ચાલે,
ક્રોડે બણે નહી કામ, તેહેનો એક પૈશો આલે ;
થયો નથી થાશે નહી, આજ કોઈ અંગ્રેજ સારખો,
ચતુર મંન શોધી જુવો, પંડીત પુરાંણી પારખો. ૧
ગાડી કેરી શીશ, દીશ દશ ડુંગર ગાજે,
જીવ જંત વરૂં વાગ, લાગ જોઈને ભાજે ;
ભુત પ્રેત પીશાચ, જક્ષતું જોરનવ ચાલે,
કુંણ માત્ર મનુષ્ય, ઝપાટે જાતી જાલે ;
પ્રાંક્રમી કોઈ પુરો નહી, આજ કોઈ અંગ્રેજ સારખો,
ચતુર મંન શોધી જુવો, પંડીત પુરાંણી પારખો. ૨
પુલતણું નહી મુલ, ઝુલ સ્થંભાંની દીશે,
પાંણીનો નહી પાર, લોહ સ્થંભજળને વીશે ;
વજ્રવડે લેપંન, બાંધ્યાં શીંધુ શરીતાય,
ભરી લાખોમણ ભાર, ગાડીશત ઉપર જાય,
પાર નહી લોખણ તણો, કોશ હજારો પાથરયું,
અચરજ આજ દેખાયછે, દેખતાં દીલ અવધી ઠરયું. ૩
કયાં લોખણની ખાંણ, ભુંગળાં ભારી ઘડયાંછે,
અન્ય શકળ શામાન બરાબર બીબે જડયાંછે ;
કુંણ ખણે તે ખાણ, અગ્નીમાં કુંણ તપાવે,
કુંણ ઘડે એ ઘાટ, બીબામાં બહાર બનાવે ;
બહુ પોળાં લાંબાં ઘણાં, શકળ સંચાથી મેળવે ;
જુગતી કોઈ જાંણે નહી, કાળું લોક શહુ કેળવે. ૪
ચોતરફ લોહની વાડ, પાહાડ પરવતને પાણી,
કોશ હજારો હજાર, શકળ દુંનીયાંયે જાણી ;
જાંહાં તાંહાં લોહની વાટ, ઠાઠ તો ઠીક ઠરાવે,
નીશ દીન જમીન, શરકાર તે સાફ કરાવે ;
પરવત પડયા લોખણ તણા, જાંહાં તાંહા રસ્તામાં ઘણું,
અદલ આજ અંગ્રેજછે, રાજ રૂડું રાંણી તણું. ૫

## મુંબાઈ વીશે છપા.

મુંબાઈ મોટું સેહેર, લેહેર દરીયાની ઝાજી,
સીતા લક્ષ્મી અવતાર, આવી મુંબાઈ બીરાજી;
વરણ ચાર અડાર, સોહે શરવેની કરતાં,
ચાર જોજંન વીસ્તાર, દેવનાં દેવળ ફરતાં;
ચોતરફ દરીયો ધડધડે મધ્ય મુંબાઈ બીરાજતી,
માહારાંણીનું રાજ છે, ગુંનેગારપર ગાજતી. ૧

મુંબાઈ શરખું શેહેર, આજ લંકાસમ કાહાવે,
મુંબાઈ શરખું શેહેર, બીજુ નજરે નવ આવે;
મુંબાઈ શરખું શેહેર, હુંનર તો લક્ષ હજારો,
મુંબાઈ શરખું શેહેર, સહસ્ત્ર બસેં બજારો;
દેશદેશનું માંનવી, બહુ વીધ બાવન બોલ છે,
ચોરાશી બંદરનો બાવટો, છપંન જાતનાં તોલ છે. ૨

શેરી ચોટાં હાટ, ઠાઠ તો ઠીક ઠરાવે,
રૂડા રસ્તા મેદાંન, શડક ખુબ સાફ કરાવે;
પાંણીનો સંટકાવ, રસ્તો બહુ દીશે રૂપાળો,
લંકાસમ આ બેટ, દરીયાને પેટ નીહાળો;
બહુ બેલ ઘોડા ગાડીયો, નૌતંમરચના જોવા તણી,
સુંદર સેહેર શોહાંમણું, સુર શોભા આવી બણી. ૩

લંકાસમ આ બેટ, બહુજ સ્ત્રીને બળીયો,
લંકાસમ આ બેટ, મુલખમતવાલો મળીયો;
લંકાસમ આ બેટ, કેહેવાય બહુ શેઠ શેઠાંણી,
લંકાંસમ આ બેટ, રાજ રૂપાળું રાંણી;
લંકાંસમ આ બેટછે, ઠેઠ ઠક રાજ લંકા તણી,
શોભા તેની નવ કહીશકું, લંકાંપુરી આવી બણી. ૪

સાત માળના મેહેલ, શોભા તો જોવા સરખી,
લક્ષ્મીછે ભરપુર, પ્રજા જોઈ પુરણ હરખી;
કરે વણીક વેપાર, બઅરની બાહાર બણેછે,
દેવળમાં દસવીસ, વાડવતો વેદ ભણેછે;
ઊંચી અગાશી ગલેરીયો, રૂડી રચના બહુ મેહેડીયો,
વસ્તી ભુવન નવ લાખની, પંચલક્ષ છે પેહેડીયો. ૫

બહુ નાટા રંગ થાયે, ગાયે ગુણીજન બહુ ગીત,
બહુ નાટા રંગ થાયે, ઉજાસ જેમ ઊગ્યો આદીત;
બહુ નાટા રંગ થાયે, ગુણ કાયો જ્યાંન કરેછે,
બહુ નાટા રંગ થાયે, મોટા કોઈ ધ્યાંન ધરેછે;
વાજીંત્ર વાજે વીધવીધનાં, શું કહું જાઝું કથી,
મુંબાઈ સરખા શેહેરની, શેહેર શોભા બીજી નથી. ૬
પુન્ય તણો નહી પાર, આવે દીનવાર પ્રવણીયો,
પુન્ય તણો નહી પાર, કુણ પૈશો કુણ રણીયો;
પુન્ય તણો નહી પાર, ત્રપત ભીક્ષુધને કરતા,
પુન્ય તણો નહી પાર, પોતાનો ધર્માચરતા;
પુન્ય તણો નહી પાર, પ્રથમ સકળ લોક ધર્મમાં ધસે,
ધર્મથી પ્રભુ પ્રસનછે, જાંહાં પ્રભુ તાંહાં લક્ષ્મી વશે. ૭
સદા ઉપકારી સંત, ભજે ભગવતને બેઠા,
સદા ઉપકારી સંત, આવી મુંબાઈમાં પેઠા;
સદા ઉપકારી સંત, જ્ઞાન ગોસ્ટી બહુ થાય,
સદા ઉપકારી સંત, ગુણ ગોવીંદના ગાય;
સદા ઉપકારી સંત સકળ, પાળે લોક ધર્મ સર્વથા,
સંત શમાગમ થાયછે, નીત નીત કીરતન કથા. ૮
ત્રણ હજાર મણ તેલ, દીવેલ બળે દીવાનું,
ત્રણ હજાર મણ તેલ, જોઈયે ખાવા પીવાનું;
ચાર હજાર મણ ઘૃત, તરત જોઈયે દીન ઊગે,
સવા લાખ મણ અન્ન, જન સરવેને પુગે;
અન્ય વસ્તુ તો અતી ઘણી, જાહાં તાંહાં નજરે દેખીયે,
કેહે ભવાન ભવ આસમે, મુંબાઈ લંકા લેખીયે. ૯

## ઘડીયાળવિશે છપો.

વાજે ઘંટ ઘડીયાળ, ખબર પળ પળની કેહેછે,
વાજે ઘંટ ઘડીયાળ, રાતદીન સંચો વેહેછે;
વાજે ઘંટ ઘડીયાળ, કલાકની અડી ઘડી છે,
વાજે ઘંટ ઘડીયાળ, તેમાં માંહે મીનીટ જડી છે;
ચોવીસ મીનીટની એક ઘડી, મીનીટ કલાકની સાઠ છે,
ઘડી પળ પ્રીતે કહે, એ ઘડીયાળ કેરો ઠાઠ છે. ૧

## આગપેટીવીશે ચોપાઈ.

બાકસ એક બાહાદુરનું જોઈ, તેનો વીચાર કરો સહુ કોઈ;
સળીયો વેહેરી ચારે કોર, એ કીયા કરબતનું જોર. ૧
એટલી ઔષધી ભેગી કરી, કયારે સુકવી કયારે ભરી,
તે પર સુંદર પેટી જડી, કહો પેટી એ કયારે ઘડી. ૨
પેટીપર કાગળ શોભીત, ચીત્રછાપ છબી જયનીત;
એક તરફ ચોંટાડી રજ, અગ્ની દેવ કીધા કબજ. ૩
આજ રાજ રાણી સેવતા, સકળ પ્રજા પાસે દેવતા;
સળી ગસતાંમાં પ્રગટ થાય, અંધારૂં અળગું તે જાય. ૪
આગપેટી બાકસ કેહેવાય, પરચુરણ પાઈયે વેચાય;
મેહેનત જોતાં મન અકળાય, વીચાર કરે મન વીસ્મે થાય. ૫
એમ સકળ વાતનો સંચો કરે, તે જોઈને બહુ મનડું ઠરે;
વીકટોરીયા વીજયમાં સકળ વીસ્તાર, આતો કહ્યો સંક્ષેપે સાર. ૬

### દોહરા.

માયા ઈંદ્રજીતની, કોઈ નવ પામે પાર;
વીકટોરીયા વીજયવીલાસનો, સંક્ષેપે વીસ્તાર. ૧
હીંદુસ્થાન સુધારવા, રીપન લાખેણા લાર્ડ;
પ્રજા પુષ્પ વ્રસ્ટી કરે, મેઘ વ્રસ્ટી રમ જાહાડ. ૨

### છપો.

માહારાણીનું રાજ, કાજ કુડાં ન કરીયે,
માહારાણીનું રાજ, ધ્યાન લાવી ચીત ધરીયે;
માહારાણીનું રાજ, કળા નવ જાણે કાણું,
માહારાણીનું રાજ, અંગ્રેજ તણું અજવાળું;
સાહેબ મડમમાં ગુણ ઘણા, કાળુ લોક બહુ કેળવે,
ભેદ કોઈ જાણે નહી, સું ભવાન ભાવારથ મેળવે. ૧

### દોહરા.

એવું રાજ રળીયામણું, સહુની કરે શંભાળ;
પ્રજા પર પ્રીતી ઘણી, સાચવે માત જેમ બાળ. ૧
એમ સંભાળ સાહેબ તણી, કોઈ દુખી નવ થાય;
સીંહાસન વીક્રમ તણું, જેમ ભોજરાજાનો ન્યાય. ૨

તર તોફાંન તરકટ નહીં, નહીં બુરચાઈ નહી લાંચ;
માહારાણીના રાજમાં, નાવેઊંની આંચ. ૩
સંક્ષેપે વરણવ કરયું વીકટોરીયા વીજય વીલાશ;
જુગતી જોઈ જુબીલી તણી, શોભા ઈંદ્ર અવાશ. ૪

## માહારાણીજીની જુબીલી વીશે.

### રાગ હોરી ૧.

સખી આજ રાણીની જુબીલી જુબીલી,
રચના બણી ખુબ ખુબીલી, શખી આજ રાણીની જુબીલી ટેક.
સવંત ઓગણીશેં તેતાળીશમાંહે, માઘમાશ રહ્યો ખીલી,
કૃષ્ણપક્ષ નવમી બુધવારે, શશી રતુ છે રશીલી;
શન અડારશે શત્યાશી લુમીલી. શખી આજ. ૧
ફેબરવારીની શોળમી તારીખ, જહાં તાંહાં રચના ફુલીલી,
જાણ્યું ઈંદ્રાસન લંકા ફુલાઈ, જોઈ સુધબુધ ભુલીલી;
પ્રજા શહુ હરખમાં ડુબીલી. શખી આજ. ૨
શાલીવાહન શક શત અષ્ટાદાશ, અષ્ટ ઉપર ઉભીલી,
વીજયરાજ વીકટોરીયા રાણી, પ્રજા કોઈને નહીં દુભીલી;
વીલાત હીંદુસ્થાન સુંબીલી. શખી આજ. ૩
તપે ઘણું તેજ માહારાણીજી, વરશ શીત્તેર છુબીલી,
વરસ પચાસ પુરાં થયાં ગાદી, તે પર ખુશાલી લુંબીલી;
રચના દેશોદેશ ભુંમીલી. શખી આજ. ૪
આજની ખુશાલી સકળ પ્રજામાં, મુંબાઈ કલકત્તા દીલ્લી,
રાજરજવાડાં અમદાવાદ અજમેર, વડોદરા સુરત બણીલી;
શકળમાં વીકટોરીયા ધણીલી. શખી આજ. ૫
વાત વખાંણે શકળ નરનારી, વખાંણ બાલીષ્ટર વકીલી,
સદાકાળ રહો એવી ખુશાલી, ભવાની શંકર કેહે ન કીલી;
તપો તેજ એ મનસુબીલી. શખી આજ. ૬

### હોરી બીજી.

વીજયરાજ આજ માહારાણી, જુબીલી ન જાય વખાંણી, ટેક.
જીવો જીવો ઘણા વરશ વીકટોરીયા, સતી પુરણ પ્રમાણી;
મુખ જોતાં દુઃખ દુર ખસે, એવી રાણીની છબી છપાણી;
જુબીલી દેશોદેશ જાણી, વીજયરાજ. ૧

મુંબાઈમાં બડી મોજ બણાઈ, શોભા તે લંકાસમાણી;
પ્રજા સકળ જોઈ પ્રસન થૈ મન, રૂશનાઈ રચના આણી;
દેરા તંબુ દીધા છે તાણી, વીજયરાજ. ૨

જોવાની વેળી પ્રજા થૈ ભેળી, જાણ્યું સહુ દુનીયાં તણાંણી;
ભીડ ભારી નરનારી ને બાળક, ઘોડાગાડી ન ગણાણી;
બેલગાડી ઝાજી જણાણી, વીજયરાજ. ૩

મુંબાઈ શેહેરની શોભાતું વરણન, શું કહું સુખથકી વાણી;
રાણી સાહેબે આ શેહેર વસાવ્યું, આગે કોટ બીજું પાણી;
રચના તો સાહેબની શોહાંણી, વીજયરાજ. ૪

શેહેર સુધારી લંકા સમ કીધું, સુખ પામ્યા બહુ પ્રાણી;
મુલક મુલકનાં માણસ મતવાલાં, પ્રજા ઘણી પગ્રાણી;
પીછાન તો પાગડીયે એંધાણી, વીજયરાજ. ૫

અદ્દ્ભુત માયા ઈંદ્રજીત કેરી, ગાડી શુકાની નીશાણી;
સકળ વસ્તુ તો સંચ્ચાથી બણાવે, સાત માળ નળ પાણી;
કરો મોજ શેઠ શેઠાણી, વીજયરાજ. ૬

ગ્યાસલેટ વીજળીના દીપક ચમકે, કળા કોઈથી ન કળાણી;
તારનો પાર કોઈ નવ પામે, વેદીયા પંડીત પુરાણી;
પ્રજા જોઈ સકળ હરખાણી, વીજયરાજ. ૭

આગે પ્રજાને દુઃખ હતું ઘણું, ઘણા તરકટ તોફાણી;
આજ રાજ રાણી એક લાકડી, પીલે તસ્કરને ઘાણી;
રાજા રંકની નહી હાણી, વીજયરાજ. ૮

આજનું રાજ રૂડું માહારાણીજી, આનંદ જુબીલી બોલાણી;
ધનવાન નીરધન એક આરે, રૂશનાઈ રચના રોલાણી;
બંધીવાન બેડી ખોલાણી, વીજયરાજ. ૯

મધ્ય અવસ્થા દયાવંત દીશે, અન્ય છબી તે જવાની;
હાસ વદન રૂડું રૂપ જોઈ, જુબીલી અરજી રવાની;
રચના જોઈ શંકર ભવાની, વીજયરાજ. ૧૦

## ચોપાઈ.

એ વીકટોરીયા વીજયવીલાસ, તખ્તપર પુરણ વરસ પચાસ;
શું જુગતી કહું જુબીલી તણી, ઈંદ્રાશનથી શોભા ઘણી. ૧

રાજા રંક તણી સંભાળ, રાણીસાહેબ પ્રજાપતી પાળ ;
થયો નથી થાશે નહી કોય, એવી બળ બાહાદુરી હોયે. ૨
માટે માહારાજાધીરાજ, ઈડર તખ્ત બીરાજ્યા આજ ;
કૈલાશ પામ્યા પીતા જવાન, કરેછે જશનું ભાષણ ભવાન. ૩

## દોહરા.

તાત જે કેશરીસીંમના, લીંગમચસીંધ જવાન ;
પામી ગયા જશ જગતમાં, તે ભાષણ કરે ભવાન. ૧
પંડપુર પુંનાભણી, સુંદર છતારા ગાંમ ;
રૂડા રતનશીંધરાયજી, રાણી મણીમયનામ. ૨
પુત્ર બેહુ પ્રગટ થયા, જેંડવા કેરી જોડ ;
રાજા રાણી હરખીયાં, પોચાં મંનનાં કોડ. ૩
પુત્ર રૂપ રળીયામણું, જોઈ હરખ્યા રાજંન ;
દીન દીન પ્રતે મોટા થયા, વધે વેલ વંન વંન. ૪
બાર વરસ બેહુને થયાં, પડયું પીતાનું તંન ;
તખ્તપર તરત બેશાડવો, પુત્ર બે રૂપ રતંન. ૫
પ્રથંમ પુત્ર પ્રશવ થયો, તે ગાદી અધીકાર ;
એ રાજા રૈયત તણો, સભા સકળ વીચાર, ૬
જુવાંન સીંધજી જુગતી વડે, બોલ્યા સાહેબની સાથ ;
પ્રથંમ પુત્ર બેશાડવો, એ અણઘટતી વાત. ૭
વચંન શભા શહુ શાંભળી, મંનમાં વીશ્મે થાય ;
પ્રથંમ પુત્રને પરહરે, એ શું બોલ્યા રાય. ૮

## છપો.

સહુને મંન સંધેહ, રાય શું ભાષણ કીધું,
પ્રથંમ પુત્ર નહી રાજ, તખ્ત બીજાને દીધું ;
સાહેબ શોધ અપાર, જુગત કોઈ નવ જાણે,
ન્યાય કોઈથી નવ થાય, પ્રથંમને સહુ પ્રમાંણે ;
સાહેબ કેહે ચતુરાઈથી, જુવાનસીંધ જલદી ભણો,
ન્યાય કરો નીતી થકી, અધીકાર જે ગાદી તણો. ૧
માહારાજાધીરાજ, આજ સહુ પડદો ખોલે,
જુવાંનસીંધમાહારાજ, સાહેબને સાથે બોલે ;
સુણો સકળ દ્રષ્ટાંત, ભેદ ભાંજુ તે મંનનો,

નીશ્ચય થાય રંક રાય, જાય સંધેહ સહુ જંનનો;
ચીત દેઈ શભા સહુ શાંભળે, વચંન બોલ મીઠા ઘણા,
માહારાજ રાજ રાજેશ્રી, જે સાહેબ ઈડરઘઢ તણા. ૨
બંદુક એક બળવાંન, ગોળી બેહુ તેમાં ભરીયે,
દેઈ દારૂનો દાબ, તડાક લડાકો કરીયે;
પ્રથંમની ગોળી જેહ, તેહ પાછળથી ધાશે,
પાછળ નાંખી જેહ, તેહ આગળથી જાશે;
માટે પ્રથંમ પછી પ્રશવ થયો, પ્રથંમ બુંદ બંદુકગતી,
કેહે જવાનસીંઘ જરૂરથી, એ ગણવો ગાદીપતી. ૩

## ચોપાઇ.

ગોલી જેમ બે બંદુકમાં ભરે, આગળ ભરી પાછળ નીસરે;
માટે પ્રથમ બુંદનો જે પુત્ર, સુપોરાજ ગાદીધર સુત્ર. ૧
સહુના મનમાં નીચ્ચે થયો, સંધેહ સકળ સભાનો ગયો;
સકળ કહે રાજા સમર્થ, અદલ આજ મેળવીયો અર્થ. ૨
પછી પ્રસંગ્યો તે પાંમ્યો રાજ, ઈડર પતીનાં એવાં કાજ;
જુગતી વડે જશ પામ્યા ઘણો, મહીમા વધારયો મેળા તણો. ૩
નીહાળી જુવો સહુ નેત્ર, ખેડય બ્રહ્માની તે બ્રહ્મક્ષેત્ર;
પુણ્ય શ્લોક તીર્થ કેહેવાય, એકસમે તાંહા બેઠા રાય. ૪
સભા સકલ પંડીત પુરાંણ, જોશી શાસ્ત્રીને વીદ્વાંન;
બ્રહ્મક્ષેત્રનું ભાષણ કરશું, માહારાજ સાહેબે શ્રવણે ધરશું. ૫
સુર્યવંશી વીચક્ષણ ઘણા, કલાકોશલ્ય ગુણમાં નહી મણા;
સભા સદગુણી બ્રાહ્મણને સાથ, માહારાજ સાહિબ બોલ્યા વાત. ૬
આગે મેળાનું માહત્મ બહુ, આજ મેળો નવ નજરે લહુ;
તેનું શું કારણ કહો આજ, બોલી સભા સુણો માહરાજ. ૭

## દોહરા.

મેળાનો મહીમા ઘણો, આવે જાત્રાળુ લોક;
બ્રહ્મક્ષેત્રને ભાળતાં, ટળે સંતાપને શોક. ૧
આવતા ઘણા વેપારીયો, શું કહું ઝાઝી વાત;
મેવાડ મારવાડ ને માળવો, વાગડ સીરોઈ ગુજરાત. ૨
કાઠીયાવાડ કચ્છમાંડવી, બણે મેળાની બાહાર;
મુલખ મુલખનુ માનવી, દુકાંન હજારો હજાર. ૩

જોઈતી જણસ સરવે મળે, કમી નહી કોઈ વાત;
પડતરી પંનર દીનની, દ્વાર ખોલાં દીન રાત. ૪
પછી રાવ કલ્યાંણમલ મહીપતી, ઘણી હતી કુચાલ;
દંગો થયો બહુ દેશમાં, બંધ મેળો તતકાળ. ૫
એવું સભામા સાંભળી, હરખ્યા પોતે રાય;
મેળો પાછો ચાલું કરો, જેમ પરમારથ થાય. ૬

## ચોપાઈ.

ભાષણ સુણી બ્રહ્મક્ષેત્ર તણું, રાજા મનમાં હરખ્યા ઘણું;
મેળા તણી સગવડ બહુ કરી, ચાલુ કીધો પાછો ફરી. ૧
લક્ષાલક્ષ તણો વેપાર, રાત દીન ઉઘાડાં દ્વાર;
બણે બજાર બહુ જંગલ રાન, નહી તરકટ તસ્કર તોફાંન. ૨
હારોહાર દીસે દુકાંન, તાંહા માહરાજ તણું મકાંન;
જુગતી બણે બહુ જે વાતણી, ખેડય મેળાની શોભા ઘણી. ૩
એ માહરાજ જશ મેલવી ગયા, અંતે કૈલાસવાશી થયા;
મેળાનો બાંધ્યો મહીમાય, જુવાંનસીંગ ઈડરપઢ રાય. ૪
આજ મેળાનું માહાતમ ઘણું, એતો કામ જુવાંનસીંઘ તણું;
માટે બ્રહ્મક્ષેત્ર જે નાહાય, તેનું પાપ તો પ્રલય થાય. ૫

## દોહરા.

એવો જશ જગ પામીયા, થયાં પુરણ સહુ કામ;
શાસ્ત્રી ગોવીંદરામને, આપ્યું અદલે નામ. ૧
કીશોર કુમારસીંઘ કેશરી, પીતાસીંઘ જવાન;
ઈડરોપમા અરપણ તણું, ભાષણ કરયું ભવાન. ૨
કર જોડું કવી માત્રને, પુજું પંડીતના પાય;
શાસ્ત્રી પુરાંણી વેદીય, ક્ષેમાસાહેબ રાજાય. ૩
પિંગળબીનુંટીંગલ રચ્યું, રાખશો નહી કોઈ રોશ;
અક્ષર કાંના માત્રની, ચુક નવ દેશો દોશ. ૪
સવંત ઓગણીશે ચુમાલીસ, ભલ્યો ભાદ્રપદ માસ;
સુકલપક્ષ ત્રયોદશી, મંગળવાર ઉજાસ. ૫
ઈડરોમાર્પણ કરયું, કેશરીસીંઘ જવાન;
સદા રહો ચડતી કળા, ભાષણ બ્રહ્મભવાન. ૬
સંતાને ચરણે નમું, કવી આગે કર જોડ;
એક વાર સહુ બોલજો, જય જય શ્રીરણછોડ. ૭

સંપૂર્ણ.

# अथ श्रीब्रह्मक्षेत्र कथा.

## રાગ રામગ્રી.

શ્રીગુરૂ ગોવીંદને શીશ નામુંજી, કરૂણા કરી જુવો મુજ સામુંજી,
કમળવીધીં ઉત્પન્ન બ્રહ્મદેવજી, મને કૃપા કરો તતખેવજી.

## રાગ વણજારાનો.

શ્રીગુરૂગોવીંદને હું નમું, સુખકારીરે ગજાનંદને લાગું પાય ભરૂશો૦
દુંડાલો દુઃખભંજનો, સુખ૦ માતા જેહેની ઉમીયાય. ભરૂશો૦ ૧
પીતા તે શંકર દેવછે, સુખ૦ પ્રથમ પેહેલો પુજાય; ભરૂશો૦
ગજના તે સરખી નાશીકા, સુખ૦ શેવા કરે સુરરાય. ભરૂશો૦ ૨
શરીર શીંદુર શોભતું, સુખ૦ રૂડો મોદીક આહાર; ભરૂશો૦
કટી પીતાંબર સુંદર, સુખ૦ મુશક વાહન સાર. ભરૂશો૦ ૩
સુધબુધ બેહુ સુંદરી, સુખ૦ છે વીદ્યા તણા ભંડાર; ભરૂશો૦
દેવતા તે સકળ શેવતા, સુખ૦ પુજું પેહેલો ગૌરી કુમાર. ભરૂશો૦ ૪
શેવું મા સરસ્વતી શારદા, સુખ૦ વાણી આપો મંમાય, ભરૂશો૦
રંક જાણીને કરૂણા કરો, સુખ૦ મનોરથ પુરણ થાય. ભરૂશો૦ ૫
હંસ ઉપરમા સ્વાર છો, સુખ૦ વેણા તે પુસ્તક હાથ; ભરૂશો૦
આધાર છે તારા નામનો, સુખ૦ કરૂણા કરો મુજમાત. ભરૂશો૦ ૬
જેપર કરૂણા હશે તમ તણી, સુખ૦ તેને સદાય મનાનંદ; ભરૂશો૦
વાણી તે નીરમળ આપજો, સુખ૦ કથુકથા પદ છંદ. ભરૂશો૦ ૭
બાવટ બાગજો ભવઉમા, સુખ૦ ભય હરણ ભોલાનાથ; ભરૂશો૦
સાહે કરો શીવશંકર, સુખ૦ હેતથી ઝાલો હાથ. ભરૂશો૦ ૮
કથા ભાંખુ બ્રહ્મક્ષેત્રની, સુખ૦ સુણતાં તે શંકટ જાય; ભરૂશો૦
શિવ પારવતી સંવાદછે, સુખ૦ સાંભળતાં સુખ થાય. ભરૂશો૦ ૯
દોશ ગયો તાંહાં બ્રહ્મા તણો, સુખ૦ ભસ્મ બ્રગુનુ પાપ; ભરૂશો૦
ત્રીવેણીનો તાંહાં સંગમ છે, સુખ૦ સ્નાનથી ટળે સંતાપ. ભરૂશો૦ ૧૦
સુત કહેછે શૌનકને, સુખ૦ કથા તે વાણી અમ્રત; ભરૂશો૦
ભાવેશેવે બ્રહ્મક્ષેત્રને, સુખ૦ પાવન થાય પ્રાણીત્રત. ભરૂશો૦ ૧૧

અભીમાનને અળગો કરો, સુખ૦ નીચની સંગતતાજ ; ભ૦રૂશો૦
સુપાત્ર સંગત કીજીયે, સુખ૦ સરે તે સગળાં કાજ. ભ૦રૂશો૦ ૧૨
અમુલખ મનુષ્યા દેહછે, સુખ૦ ભજો ભજો ભગવાન ; ભ૦રૂશો૦
દયા તે દીલમાં રાખીયે, સુખ૦ નવ કરીયે અભીમાન. ભ૦રૂશો૦ ૧૩
ક્રોધને કરીયે કારમો, સુખ૦ ભજીયે સીતાપતી રામ ; ભ૦રૂશો૦
સંગત કરીયે સંતની, સુખ૦ તજીયે તે મચ્છર કામ. ભ૦રૂશો૦ ૧૪
નીરભય નારાયણ નામ છે, સુખ૦ નેહે ભજો નંદલાલ ; ભ૦રૂશો૦
શંકર સેવે શમશાનને, સુખ૦ સમરે શ્રી દીનદયાળ. ભ૦રૂશો૦ ૧૫
બ્રહ્મા કેહેતાં બ્રહ્મરૂપ છે, સુખ૦ કોટીતે સુર્ય પ્રકાશ ; ભ૦રૂશો૦
શકળવીશ્વનું તેજ છે, સુખ૦ સત્ત સત્ત અવીનાશ. ભ૦રૂશો૦ ૧૬
તેની ગતી કોઈ જાણે નહી, સુખ૦ પામે નહી કોઈ પાર ; ભ૦રૂશો૦
ભકતને કારણ શ્રીહરી, સુખ૦ અનેક લેછે અવતાર. ભ૦રૂશો૦ ૧૭

### વલણ.

અનેક અવતાર લે શ્રીહરી, કોઈ પામે નહી પારરે ;
બ્રહ્મક્ષેત્ર ભાવે કહું, શ્રોતા સુણો નર નારરે. ૧

ઈતી શ્રી બ્રહ્મચરીત્રે બ્રહ્મપુરાણે બ્રહ્મક્ષેત્રે ભવાનીશંકર સ્તુતી પ્રથમોધ્યાય: ૧

### રાગ રામગ્રી.

કહું કથા તે બ્રહ્મપુરાણજી, સુણો શ્રોતા તે ચતુર સુજાણજી ;
સુણતાં સંધેહ મનનો જાયજી, બ્રહ્માની ખેડચ બ્રહ્મક્ષેત્ર કેહેવાયજી.

### श्लोक:

सत्यंतारकतत्वमोमिदमणुस्थुलंच्चतुष्पादकं ॥
जाग्रत्स्वप्नसुषुप्तिगंस्मृतिवशाद्विश्वाद्यतीतंविभुं ॥
भ्रुनासांतरुपास्यमानममरैस्तुत्यंतुरीयात्मकं ॥
भक्तानुग्रहविग्रहंकमलजंदेवंभजेहंविधिं ॥ १ ॥

### રાગ મારૂ.

સત્ય સત્ય એવા અવીનાશ, જાણે કોટી તે સુર્ય પ્રકાશ ;
પ્રણવનાદ રૂપ ઓંકાર, જેનો કોઈ પામે નહી પાર. ૧
આત્મારામ તે એક સ્વરૂપ, સ્થુળ સુક્ષ્મ કારણ રૂપ ;
સત્ય સૌચ્ય દયાને તપ, એવા ધરમનો રાખીએ ખપ. ૨

પ્રાજ્ઞ કહેતાં તે વીશ્વનું તેજ, જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ એજ;
બુદ્ધ્યાભીમાન અળગો કરીયે, ચોથી તુર્યાવસ્થા રૂપ તરીયે. ૩
ભ્રગુટીને નાશીકાસમીપ્ય, કરે ઉપાસના મોટા સિદ્ધ;
ભગવત ભકતનાનું ગ્રહ કરતા, લીલા અનેક અવતાર ધરતા. ૪
બ્રહ્મા કમળથકી ઉત્પન્ન, તેહેને ભજુંછું રાત દીન;
એવા શમર્થ છે તે બ્રહ્માય, તે આ બ્રહ્મક્ષેત્રની કથાય. ૫
શૌનક પ્રશ્ન તે સુતને પુછે, સકળ શાસ્ત્રનો સાર તે શું છે;
સકળ શાસ્ત્રની વાત તે જાણો, બ્રહ્મક્ષેત્ર તે ભાવે વખાણો. ૬
નીશ્ચયે કરાવો હૃદયે નેત્ર, ભોમીપર કીધું બ્રહ્માનું ક્ષેત્ર;
શામાટે તે કીધો જગન, સુત કહો થઈ મનમાં મગન. ૭
જેહની પુરાણ પુરેછે શાખ, અમને શાંભળવાનો અભીલાખ;
માટે કહો તે માહાત્મ્ય કથાય, જેથી સંધેહ મનનો જાય. ૮
સુણી શૌનકની સુદ્ધ વાણી, વળતા બોલ્યા તે સુત પુરાણી;
રૂડું પ્રશ્ન પુછયું તમો રૂષી, માહારૂં મન થયું બહુ ખુશી. ૯
શાંભળતાં બ્રહ્મક્ષેત્ર કથાય, પાપી જન તે પાવન થાય;
સુણતાં બ્રહ્મક્ષેત્રની વાત, જોતાં પરીક્ષા મળે શાક્ષાત. ૧૦
સુત પુરાણી બોલ્યા તે વાણ, સુણો શૌનક બ્રહ્મપુરાણ;
તમો પ્રશ્ન પુછયું મને આજ, બોલ્યાં પારવતી શીવમાહરાજ. ૧૧
બોલ્યાં પારવતી શીશનાંમી, બ્રહ્મક્ષેત્ર કહો મુંને સ્વામી;
શીવશંકર બોલ્યા વાણી, સુણ સુણ પારવતી રાણી; ૧૨
બ્રહ્મક્ષેત્રની કથા કહુંછું, બ્રહ્મક્ષેત્રમાં હું પણ રહુછું;
એતો આવશે સકળ કથાય, શંકર બોલ્યા સાંભળ ઉમીયાય. ૧૩
બ્રહ્મક્ષેત્રની કથા શાંભળતાં, કોટી જનમનાં પ્રાચીત બળતાં;
ચીત ધરી શાંભળ જે તેહ, ટાળું મન તણો સંધેહ. ૧૪
સ્નાન ગંગાદીક તીર્થનું થાય, બ્રહ્મહત્યાદીક પાપ પળાય;
ભાઈ બેહેનનું લગ્ન થયેલું, પ્રાચીત બ્રહ્મક્ષેત્રથી ગયેલું. ૧૫
બોલ્યા શંકર પારવતી સાથ, કથા શાંભળ સતી વીખ્યાત;
સુણતાં શંકટ સરવે તે જાય, દેહાત્મા સુધ નીરમળ થાય. ૧૬
હવે પુરવતણી જે કથાય, કેહે શંકર સુણ ઉમીયાય;
તાહારૂં લગ્ન થયું જેણીવાર, સકળ દેવ આવ્યા તેણે ઠાર. ૧૭
આવ્યા બ્રહ્મા વરૂણ ને ઈંદ્ર, આવ્યા કુબેર સુર્ય ને ચંદ્ર;
આવ્યાં શારદા સરસ્વતી તાંહે, આવ્યા મુંની સભા ને માંહે. ૧૮

વળી આવીયા અગ્ની દેવ, અન્ય દેવ આવ્યા તતખેવ;
આવ્યા ગાંધર્વ કરતા ગ્નાન, સહુને દીધાં તે આદર માન. ૧૯
બ્રહ્મદેવે ભાળ્યા પારવતી, કીધી દ્રસ્ટી તમાં પરશતી;
તેની કથા કહું વીસ્તારી, સુણો શ્રોતા, પારવતી નારી. ૨૦

## વલણ.

સુણ પારવતી તમપીતા ભુવંન, કઈક આવ્યા મુંની દેવરે;
સરવે જોઈ આણંદ પામ્યા, ટાળીમન અહંમેવરે. ૨

ઈતીશ્રી બ્રહ્મચરીત્રે બ્રહ્મપુરાણે બ્રહ્મક્ષેત્રે શીવપાર્વતી સંવાદે દ્વીતીયોધ્યાયઃ ૨.

## श्लोक.

सुतजानासिसर्वत्वं शास्त्राणांसारउत्तमं ॥
वदविशेषतःसर्वं ब्रह्ममहात्म्यमुत्तमं ॥ १ ॥
साधुप्रष्टंमाहाबुद्धे कथयिष्यामितेनदा ॥
यच्छ्रुत्वामुच्यतेजंतुर्जन्मसंसारबंधनात् ॥ २ ॥

## રાગ રામગ્રી.

શૌનક સુત પુરાણી ને પુછે જી, ઉતંમ શાસ્ત્રનો સાર તે પુછે જી;
સુત બોલ્યા શાંભળો મુંની દેવજી, બ્રહ્મક્ષેત્ર કહું તતખેવજી.

## રાગ ઢાળ.

હવે કેહે શીવ સુણ પારવતી, બ્રહ્મક્ષેત્રની તે કથાય;
સુણતાં તે સંકટ નાસશે, માહા પાપી તે પાવન થાય. ૧
તાહારા પીતાયે તાહારૂં લગ્ન કરયું, તાંહાં આવીયા મુની દેવ;
હીમાચળ જે પીતા તમારો, તેણે મંડપ રચ્યો તતખેવ. ૨
રૂપ જોઈ દેવી તમતણું, થયા બ્રહ્મા તે વીવળમન;
તેહ તણી કથા કહું સહુ, સુણજો તે શ્રોતાજન. ૩
વીરંચી વીષયની દ્રસ્ટી કરી, માટે લાગ્યો તેહેનો શ્રાપ;
વીરંચી મનવ્યાકુળ થાયા, અરે કીધું ઘણું મી પાપ.. ૪
તે વીર્યશ્રાપ નીવારણકારણ, ગયા બ્રહ્મા જાહા ભગવાન;
તાંહાં જઈ પ્રાર્થના કીધી પ્રભુની, દેવધરે જેહેનું ધ્યાન. ૫
હે દેવના દેવ દયાળ નારાયણ, જય જય જગતના સ્વામી;
વ્યાપક વીશ્વ બ્રહ્માંડના, પ્રભુ જય જય અંતર જામી. ૬

વીર્યખલીતનો દોશ લાગ્યો મુને, ભુલી ગયો સહુ ભેદ;
સામર્થ ગયું સહુ તેજનું, માટે સુજે નહીં મુનેવેદ. ૭
તે માટે સ્વામી ઉપાય બતાવો, તેજ સામર્થ્ય આવે;
તમોવીના શ્રીત્રીભોવનનાથા, ઉપાય કુંણ બતાવે. ૮
વળતા તે વીષ્ણું બોલીયા, તમો સુણો વીરંચી વાત;
જાંબુ દીપ ભરતખંડ છે, તમો તાંહાં જાવો સાક્ષાત. ૯
તાંહાં ઉત્તમ એવુ ક્ષેત્રછે, મુની મંડળ દેવ બોલાવો;
વેદ ભણેલા બ્રાંહ્મણ હોય, તેને પાશે તે યજ્ઞ કરાવો. १०
દોશનીવારણ થાશે તમારો, સુણો વીરંચી વાંણી;
શંકર કહે ઊમીયા પ્રતે, શૌનકને સુત પુરાંણી. ११
એવાં વીસ્ણુંના વચન સુણી, તાંહાં આવીયા બ્રહ્મદેવ;
શંકર વીષ્ણું ઈંદ્રાદીકમુની, આવીયા તતખેવ. १२
શરવે આવી તાંહાં નીરમીત કીધું, વીશ્વ કરમાને બોલાવી;
શીદ્ધી ને વળી મુક્તીનું સાધન, એવી ભોમી તાંહાં રચાવી. १३
પ્રમાણ એક જોજંન તણું, સુવરણ તણું તે દીશ;
સુંદર નગર શોભીત ઘણું, જેહેના દરવાજા ચોવીશ. १४
તે ક્ષેત્ર બહુ ઉતંમ કીધુ, કુબેર ઉતર દશાછે;
પુરવ ઈંદ્ર યંમ દક્ષણ, પશ્ચીમ વરૂંણ વશાછે. १५
ચાર દીશાપર રક્ષક મુકયા, યક્ષ ગાંધર્વ આદી દેવ;
રક્ષક બીજા મુકયા ઘણા, આવી રક્ષા કરે તતખેવ. १६
તે નગ્રના મધ્યભાગે, વહન ગંગા કરતાં;
હીરણ્યાક્ષ નામે ગંગા કાહાવે, પાપ જાય ધ્યાન ધરતાં. १७
તેંમા બ્રહ્માના કમંડળનું જળ, નાંખીયું નીરધાર;
વહન ગંગા દશજોજંન, વેગ અપરંમપાર. १८
એવી તાંહાં ગંગા હીરણાક્ષ, તેના સ્મરણથી પાપ પળાય;
કોટીજનમનાં પ્રાચીત હોયે તે, બળીને ભસ્મ થાયે. १९

## श्लोक.

ब्रह्महाभ्रुणहाचैव मातृहागुरूतल्पगः ॥
तस्यादर्शनमात्रेण मुच्यतेनात्रसंशयः ॥ १ ॥
यथाचगोमतीनीरं यथाहिजान्हवीजलं ॥
तथाहिरण्यगंगाया जलंपापविशोधनं ॥ २ ॥

ગૌઊ બ્રાહ્મણ બાળસ્ત્રી હત્યા, વળી સકળ પાપ તે હરશે.
સ્નાન દાન વીધીવત પુજાતે, પ્રેમ ધરીને કરશે. ૨૦
શીવ કેહે સુણ હે સતી, એવું માહાત્મછે નીરવાણ ;
તે ગંગામાં સ્નાન કરે, યમદુત સ્વપ્ને નહી જાણ. ૨૧
તે ગંગામાં શ્રાધ કરે, તેના પીત્રીની સદગતી થાય ;
એવું એ તીર્થનું માહાત્મછે, વળીઅતી ઘણોમહીમાય. ૨૨
બ્રહ્મહત્યાદીક પાપ ઘણાં, વળી માતાની હત્યાજેહ.
ગુરૂપત્ની શુંસંગ કીધો, દોષનીવારણ થાશે તેહ. ૨૩
દરશન માત્રેણ પાપ નાશે, ગોમતી જાન્હવી જળ પવીત્ર ;
તેમ હીરણ્યાક્ષ નામે ગંગા, પવીત્ર આ બ્રહ્મચરીત્ર. ૨૪

**વલણ.**

પવીત્ર કરે જેમ જાન્હવી, તેમ હીરણ્ય ગંગાયરે ;
સ્નાન દાન બ્રહ્મ ભોજન કરે, તેનાં પ્રાચીત પ્રલય થાયરે. ૩

ઈતીશ્રી બ્રહ્મચરીત્રે બ્રહ્મપુરાણે, બ્રહ્મક્ષેત્રે સુત શૌનકાદીક શીવ પારવતી સંવાદે નમ્ર રચના હીરણ્ય ગંગા વહનો નામ ત્રતીયો અધ્યાયઃ ૩.

## श्लोक.

देवदेवजगन्नाथ ब्रुहिमेत्वंदयाकुरू ॥
कथंविधिगतंपापं कृतंकिंचततःपरं ॥ १ ॥
कुंडंचकारयज्ञस्य भुमिमुत्स्वन्यलांगुलैः ॥
तदर्थेचकृतोविप्रो ब्राह्मणापद्मयोनिना ॥ २ ॥

**રાગ રામગ્રી.**

પછી બોલ્યાં પારવતી રાણીજી, સ્વામી કથા કહો તે વખાણીજી,
કેઈ વીધી ગયું બ્રહ્માનું પાપજી, ટળ્યો દોશતણો સંતાપજી ;

**રાગ વણજારાની દેશી.**

બોલ્યાં સતી પારવતી વાત, શંકર સ્વામીરે, તમો સરવે જગતના તાત, કહુ શીશ નામીરે
સ્વામી ટાળો મન નો સંદેહ, શંકર૦ મને સાંભળ વાનો બહુ નેહ. કહુ૦ ૧
દયા કરો શ્રી અવીનાસી, શંકર૦ પ્રભુ હું છું તમારી દાશી ; કહુ૦
કેઈ વીધી ગયું બ્રહ્માનું પાપ, શંકર૦ ગયો દોશની વારણ દાપ. કહુ૦ ૨

વળતા શંકર બોલ્યા વાણ, સાંભળ સતીરે, કહું કથા તે બ્રહ્મપુરાણ. પ્રીયા પારવતીરે
સુવરણ કેરૂં જે હોળ, સાંભળ૦ જોઈ જમીન જાકંમ જોલ. પ્રીયા૦ ૩
પછી હેમનું હલ જોડાવી, સાંભળ૦ પ્રીતે પ્રથવી શોધન કરાવી; પ્રીયા૦
યજ્ઞ કરવા કુંડ કીધો, સાંભળ૦ બ્રહ્માબ્રહ્મ ચારીનો વેશલીધો. પ્રીયા૦ ૪
એક બ્રાહ્મણ સ્રજી નામ, સાંભળ૦ વીરંચીયે આપ્યો વીશ્રામ; પ્રીયા૦
તેને બ્રહ્માયે ખોળે બેશારો, સાંભળ૦ વળતાં વીરંચીયે વચન ઉચારો; પ્રીયા૦ ૫
પુત્ર આકાશ મારગ જાવો, સાંભળ૦ ત્યાંથી સાવીત્રીને તેડી લાવો: પ્રીયા૦
સુણી વીરંચી એવા વચન, સાંભળ૦ ચાલ્યો આકાશ મારગ તંન. પ્રીયા૦ ૬
ગયો સ્રજી સત્ય લોકને માંહે, સાંભળ૦ કરજોડીને ઉભો તાંહે; પ્રીયા૦
પછી નામી સાવીત્રીને શીશ, સાંભળ૦ મુજ પીતા તેડેછે આ દીશ. પ્રીયા૦ ૭
તારે બોલ્યાં સાવીત્રી વાત, સાંભળ૦ જાપુત્ર આકાશ વીખ્યાત; પ્રીયા૦
આકાશ મારગ કરીને, સાંભળ૦ પુત્ર જોજ્યે ધ્યાંન ધરીને. પ્રીયા૦ ૮
ફરી જોયું સ્રજીયે આકાશ, સાંભળ૦ જાંહાં જુવેતાં બ્રહ્મ વીલાશ; પ્રીયા૦
વારંવાર સ્રજીયે જોયું, સાંભળ૦ જોતાંમાં દુઃખ સરવે ખોયું. પ્રીયા૦ ૯
આવ્યો સાવીત્રી બ્રહ્માપાસ, સાંભળ૦ બોલ્યો પુત્ર હું આપણો દાશ; પ્રીયા૦
બ્રહ્મદેવ થયા તાં પ્રસંન્ન, સાંભળ૦ પછી પુરણ સંતોષ્યો તંન. પ્રીયા૦ ૧૦
એક સુંદર સુભકંન્યાય, સાંભળ૦ તે સ્રજીને પરણાવી બ્રહ્માય; પ્રીયા૦
સુભ સ્રજીનું લગ્ન મગંન, સાંભળ૦ નવ પુત્ર થયા ઉપ્તન્ન. પ્રીયા૦ ૧૧
નવ શમરથ બુધીમાન, સાંભળ૦ શાસ્ત્રી પુરાણીને વીદ્વાન; પ્રીયા૦
નવને નવ કંન્યા પરણાવી, સાંભળ૦ સતીશીરોમણ સુંદરી કહાવી. પ્રીયા૦ ૧૨
હવે એક એક કંન્યાને પેટ, સાંભળ૦ થયા સહસ્ર પુત્ર તે નેટ; પ્રીયા૦
હવે સુણ જોતે શ્રોતાજન, સાંભળ૦ તંન નવ હજાર ઉત્પંન્ન. પ્રીયા૦ ૧૩
પછી એકને પોતાને સ્થાન, સાંભળ૦ તેને બેશાડો દેઈ ઘણું માન; પ્રીયા૦
એક તણું કીધું સ્થાપન, સાંભળ૦ આચારજ કીધો બીજો જન. પ્રીયા૦ ૧૪
વળી હોતા ત્રીજાને કીધો, સાંભળ૦ અંન્ય રૂત્વી જનો ઉતર દીધો; પ્રીયા૦
દ્વિજ બાકી કીધા રત્વિજ, સાંભળ૦ સરવે પામ્યા તે આણંદરીજ. પ્રીયા૦ ૧૫
એમ પ્રારંભ યજ્ઞનો કીધો, સાંભળ૦ હલસુવરણ તણો લીધો; પ્રીયા૦
પછે ભોમી કરાવી શોધન, સાંભળ૦ ભોમી સુદ્ધ થઈ ઉત્પન્ન. પ્રીયા૦ ૧૬
જાણ્યું રત્ન જડીત્ર પ્રકાસ, સાંભળ૦ અતી ભોમી તણો ઉજાશ; પ્રીયા૦
કીધો મંડપ ચોસટ સ્થંભ સાંભળ૦ હેમમય તાંહાં યજ્ઞારંભ. પ્રીયા૦ ૧૭
પછી વીશ્વકરમાને પાસ, સાંભળ૦ સુવરણનાપાત્ર ઉજાશ; પ્રીયા૦
તાંહાં બેઠા સકળ મુનીજન, સાંભળ૦ રૂદ્રકળસ કીધો સ્થાપન. પ્રીયા૦ ૧૮

બહુ યજ્ઞ મંડપ શોભાય, સાંભળ૦ મુખવરણવ કર્યું નવજાય; પ્રીયા૦
સાવીત્રી કરવા ગયા સ્નાન, સાંભળ૦ તેને વાર લાગી નીધાન. પ્રીયા૦ ૧૯
પછી મોકલ્યા નારદ દેવ, સાંભળ૦ તેતો આવ્યા નહી તતખેવ; પ્રીયા૦
હવે જોઈયે જે યજ્ઞને વીશે, સાંભળ૦ જુવેતો સાવીત્રી નદીશે. પ્રીયા૦ ૨૦
પછી દરભના સાવીત્રી કીધ, સાંભળ૦ કામ યજ્ઞના કીધાં શીધ; પ્રીયા૦
પછી સ્વસ્તી વાચન કરાવ્યું, સાંભળ૦ સકળ દેવતાને મનભાવ્યું. પ્રીયા૦ ૨૧
વળી સ્થાપન કીધા તવ, સાંભળ૦ કહીયે સુર્યાદીક ગ્રહ નવ; પ્રીયા૦
આવ્યા તે આદીતને સોમ, સાંભળ૦ વળી આવીનેં બેઠા ભોમ. પ્રીયા૦ ૨૨
બુધ ગુરૂ શુક્ર તાંહાં આવ્યા, સાંભળ૦ સાથે પત્નીયો સહિત લાવ્યા; પ્રીયા૦
આવ્યા શની રાહુ કેતુ જેહ, સાંભળ૦ પત્નીસુધાં પધાર્યા તેહે. પ્રીયા૦ ૨૩
વળી કાષ્ટ પુષ્પાદીક સાર, સાંભળ૦ સરવે સામગ્રી કીધી તૈયાર; પ્રીયા૦
પછી દેવતાગ્રહ માત્રીક, સાંભળ૦ વળી દ્વારપાળ આદીક. પ્રીયા૦ ૨૪
તાંહાં પીઠાદીક પુજ્યાદેવ, સાંભળ૦ વીધીવત કરી તતખેવ; પ્રીયા૦
વીપ્રોની વરૂણી કરીને, સાંભળ૦ વળી પુજ્યા તે પ્રેમ ધરીને. પ્રીયા૦ ૨૫
વીપ્ર વેદની ધ્વની કરતા, સાંભળ૦ પછી યજ્ઞનું કામ પ્રવરતા; પ્રીયા૦
હવે પ્રવર્તે છે તાંહાં જગન, સાંભળ૦ થયા સકળ દેવ મગન. પ્રીયા૦ ૨૬
બોલ્યા સકળ સુરવચન, સાંભળ૦ રૂડો યજ્ઞ કીધો આદીન; પ્રીયા૦
હવે ગયું તમારૂ જે પાપ, સાંભળ૦ ટળ્યો દોશ નીરમળ થયા આપ. પ્રીયા૦ ૨૭
બ્રહ્મે યજ્ઞ કીધો કરી વીધી, સાંભળ૦ દેવે પુષ્પની વ્રષ્ટી કીધી; પ્રીયા૦
બ્રહ્મદેવે કીધો નમસ્કાર, સાંભળ૦ દેવે વરત્યો તે જયજયકાર. પ્રીયા૦ ૨૮
દેવે દીધો આસરવાદ ત્રત, સાંભળ૦ ગાંધર્વ જ્ઞાન અપછરા નૃત્ય; પ્રીયા૦
પાપ રહ્યું નહી એક રજ, સાંભળ૦ પાછું તેજ તે પામ્યા અજ. પ્રીયા૦ ૨૯
પુજા પોતાની પામ્યા બ્રહ્મ, સાંભળ૦ છુટચું વીર્યશ્રાવ જે ક્રમ; પ્રીયા૦
દેવનાદેવ શ્રીત્રીપુરાર, સાંભળ૦ સુરમુની બોલે જયજયકાર. પ્રીયા૦ ૩૦
યજ્ઞની સમાપ્તિ કીધ, સાંભળ૦ થયા કારજ સગળા સીધ; પ્રીયા૦
મુની ચારણને વળી સીદ્ધ, સાંભળ૦ બ્રહ્મદેવને આગલ કીધ. પ્રીયા૦ ૩૧
સાબરમતી ગંગાનો સંગમ, સાંભળ૦ સ્વસ્તી વાચન કીધુ બ્રહ્મ; પ્રીયા૦
તાંહાં કીધું સંગમમાં સ્નાન, સાંભળ૦ વીપ્રદક્ષણા ઘણું પુન્યદાન. પ્રીયા૦ ૩૨
યજ્ઞ કીધાથી છુટચું ક્રમ, સાંભળ૦ પછે આસન આવ્યા બ્રહ્મ; પ્રીયા૦
સાવીત્રી કરવા ગયા સ્નાન, સાંભળ૦ ધરતાં અલંકારવાર નીધાંન. પ્રીયા૦ ૩૩
મોકળ્યા હતાનારદ દેવ, સાંભળ૦ નહી આવી પોચ્યા તતખેવ; પ્રીયા૦
ઈહાં સમાપ્ત યજ્ઞની કીધી, સાંભળ૦ થયા પ્રસન્નતા દેવ વીધી. પ્રીયા૦ ૩૪

### વલણ.

સાવીત્રીને વાર લાગી, કરવા ગયા જહાં સ્નાનરે;
યજ્ઞની સમાપ્તી કરવા, અન્ય કીધા બ્રહ્મા ભગવાનરે. ૪

ઈતિશ્રી બ્રહ્મચરીત્રે, બ્રહ્મપુરાણે, બ્રહ્મક્ષેત્રે, શીવપારવતી સંવાદે, દરભ સાવીત્રી ઉત્પન્ન, બ્રહ્મયજ્ઞ સમાપ્તી દેવપુષ્પ વ્રષ્ટી કૃત્યં બ્રહ્મવીષયદ્રષ્ટી દોષક્રમ નીવારણં નામ ચતુર્થો અધ્યાયઃ ૪ ॥

## श्लोक.

सावित्रीनागताकस्माद्द्वितियासाकथंकृता ॥
एतन्मेसंशयंछिंद्धिमदनुग्रह्कारक ॥ १ ॥
श्रुणुदेविप्रवक्ष्यामिद्दितियाकारगंतव ॥
ब्रह्मणःपत्नीयाजाताह्यद्यापिवर्त्ततेमुदा ॥ २ ॥

### રાગ રામગ્રી.

સાવીત્રી આવ્યાં નહી શુંકાજજી, કેમ બીજાં કીધા માહરાજજી;
કૃપા કરી કેહો સ્વામી તે હજી, ટાળો મન તણો સંધેહજી.

### રાગ મારૂ.

શંકર બોલ્યા તે સુણ હે ભવાની, બ્રહ્મક્ષેત્ર કથા મનમાની;
સુણે તેહેના તે શંકટ જાય, ભાવે બ્રહ્મક્ષેત્રની કથાય. ૧
શ્રવણ નહી જે કથા પુરાણ, જન્મ એળે ગયો એમ જાણ;
શીશ ગુરૂ કરવા સમર્થ, જેથી સરે તે પોતાનો અર્થ. ૨
ગુરૂ છોડાવે માયાનો ફાસ, આપે નામ તણો અભ્યાસ;
ગુરૂ વીના મળે નહી જ્ઞાન, ગુરૂ વીના લાગે નહી ધ્યાંન. ૩
ગુરૂ આજ્ઞા ઓલંગે જેહ, પાપી પુરષ કહીયે તે તેહ;
ગુરૂવીના ટળે નહી તાપ, ગુરૂવીના જેમ નગરો સાપ. ૪
ગુરૂ કરે ઘણો ઊપકાર, આપે જ્ઞાન તે અપરંમપાર;
આ છે જીવનું ઘણું અજ્ઞાન, કથા કીરતન સુણે નહી કાન. ૫
ગરધવ સોમણ સાબુથી નાય, પણ ગરધવ ગાય ન થાય;
ઘણાદીન પાષાણ ભીજાય, કાહાડી કુટે તો અગ્ની દેખાય. ૬
એમ જ્ઞાન વીના અજ્ઞાન, નહી કથા કીરતન માહે ધ્યાન;
કથા કીરતન જો કયાઈ થાય, તુર્ત ઉઠીને વેગળો જાય. ૭

સાસ્ત્ર કથા પુરાણ નવ ભાવે, નીચ વાતમા ધુંમ મચાવે;
માયા છાયામા બહુ મન જાય, કથા સમે તો આવે નીંદ્રાય. ૮
શીવશંકર બોલ્યા તે વાણ, સાંભળ સતી આ બ્રહ્મપુરાણ;
બ્રહ્મક્ષેત્ર સુણે ધરી ભાવ, તેહેને તંન પીંડે નહી તાવ. ૯
સાંભળ સતી રાખી મન ધારણ, સાવીત્રી બીજાં કરવાનું કારણ;
કરીયે કદાપી યજ્ઞનું કામ, પાસે ન હોય પોતાની ભામ. ૧૦
બીજી વર્તેછે યજ્ઞમાં સાર, માટે દર્ભના કીધા બ્રહ્મનાર;
યજ્ઞ પ્રારંભ કીધો જ્યારે, નહી આવ્યાં સાવીત્રી ત્યારે. ૧૧
વીધીયે મોકલ્યા નારદદેવ, સત્ય લોક ગયા તતખેવ;
સાવીત્રીને કીધો નમસ્કાર, મુજ પીતા તેડેછે નીરધાર. ૧૨
યજ્ઞક્રમમા તમારૂં કામ, મુને મોકલ્યો છે આ ઠામ;
નારદમુની બોલ્યા એમ વાત, તમો વેહેલાં પધારો હે માત. ૧૩
વળતાં સાવીત્રી બોલ્યાં વચન, જા હું આવુંછું હે તન;
કરી સ્નાન સજું અલંકાર, પછી આવુંછું નીરધાર. ૧૪
એવું સુણીને નારદ રૂશી, બ્રહ્મા પાસે આવ્યા થૈ ખુશી;
નારદ વ્રતાંત કહ્યું સહુમાંહે, બીજાં કીધા સાવીત્રી ત્યાંહે. ૧૫
યજ્ઞ તણું તે કારજ કીધ, સકળ કામ તે થયુંછે સીધ;
બ્રહ્મપત્નીને વેદની માત, સકળદેવ બોલ્યા સાક્ષાત. ૧૬
પછી સાવીત્રી સજી સણગાર, આવ્યાં બ્રહ્મા પાસે જેણીવાર;
આવી જેયું સાવીત્રી જ્યાંહે, પાસે દીઠાં ગાયત્રી ત્યાંહે. ૧૭
પામ્યા સાવીત્રી બહુ મન દુઃખ, ગયું ઉતરી દેવીનું મુખ;
સકળદેવ બોલ્યા સાક્ષાત, શ્યાને શોક કરો છોહેમાત. ૧૮
સ્રષ્ટિ કરતા તમો બ્રહ્મનાર, ગાયત્રી છે તે મોક્ષ દાતાર;
પછી શાન્તી સાવીત્રી પામ્યા, દુઃખ વીઘ્ન તે સરવે વામ્યા. ૧૯
બ્રહ્મદેવે પછી બેહુ ભામ, એક દક્ષણ ભાગ એક વામ;
વરયા સીદ્ધમુની સહુ દેવ, બ્રહ્મક્ષેત્ર થયું તતખેવ. ૨૦
સકળદેવ રહ્યા તેણે ઠામ, કોઈ દક્ષીણને કોઇ વામ;
કોઈ આગળને કોઈ પીઠ, કળીસમે થયાછે અદ્રીઠ. ૨૧
એમ સકળ દેવતા રેહેછે, શીવ ઉમીયા પ્રત્યે કેહેછે;
બ્રહ્મક્ષેત્રને સેવે જેહ, દુઃખ સ્વપ્ને ન દેખે તેહ. ૨૨

દેવી બ્રહ્મક્ષેત્ર એવું હોય, પારધી જીવ હણે નહી કોય;
એવા ક્ષેત્રમાં કરશે જે પાપ, તેહેને સદાય મન સંતાપ. ૨૩
એના સ્મરણ માત્ર કરીને, પ્રાચીત પ્રલય તે થાય ડરીને;
એવું બ્રહ્મક્ષેત્ર કેહેવાય, ઉમીયા પ્રત્યે કહે શીવરાય. ૨૪
સુણતાં બ્રહ્મક્ષેત્રની કથાય, પ્રાણી પાપના તાપ મુકાય;
સ્નાન, દાનને, બ્રહ્મભોજન, સુણતા કરતા શાન્તી થાય મન. ૨૫

### વલણ.

શાન્તી થાય સહુ શરીરની, એવું બ્રહ્મક્ષેત્ર ભરપુરરે;
સેવા સ્મરણ માત્રમા, દુઃખ દારીદ્ર દુરરે. ૫

ઈતીશ્રી બ્રહ્મચરીત્રે, બ્રહ્મપુરાણે, બ્રહ્મક્ષેત્રે, ગાયત્રી ઉત્પન્ન, સાવીત્રી શોક નીવારણં, સકળદેવ સ્થાપન નામ પંચમો અધ્યાયઃ ૫ ॥

## श्लोकः

स्वामिन्मेसंशयंछिद्धिकृपांकृत्वाममोपरि॥
सुताःपुराकृताःसर्वेतेषांकाजीविकाकृता ॥ १ ॥
साधुपृष्टंमहादेवितेषामाजीविकाश्रुणुः ॥
तत्सर्वंतेप्रवक्ष्यामियथावर्त्ततितेसुताः ॥ २ ॥

### રાગ રામગ્રી.

વળી વળી પુછે પારવતી નારીજી, સ્વામી કથા કહો વીસ્તારીજી;
પ્રથમ પુત્ર કીધા ઉત્પન્નજી, જીવીકાશી કરી આપી સ્વામીનજી.

### રાગ વેરાડી.

બોલ્યા શીવશંકર સાંભળ સતી, કથા તે બ્રહ્મપુરાણરે;
વીસ્તારી તુજને સંભળાઊ, નીશ્ચે થાય નીરવાણરે. ૧
પ્રશ્ન પુછસું તમો પારવતી, સંભળાઊ તેહેનો ભેદરે;
ખોળે બેશાડ્યો એક પુત્ર, જાણે શાસ્ત્ર પુરાણને વેદરે. ૨
ખોળે બેશારી ખુબ રમાડયો, વીદ્વાન બોલ્યો વાણરે;
અજ આયુધ ગ્રહ્યું પીતા આસું, કરો તે મુજને જાણરે. ૩
ત્યારે વીરંચીયે વચન ઉચારયો, સાંભળ પુત્રનું વાતરે;
આયુધ ધરવા જોગ નથી, નામ પ્રથવીમા વીખ્યાતરે. ૪

તાહારી વીખ્યાત થાસે સુણ પુત્ર, આયુધને નામે નામરે;
એવું કહીને બ્રહ્મા રહ્યા, પછી પુત્રયેં કીધો પ્રણામરે. ૫
યજ્ઞ કારણ હલ એડીચુ, જોવા જમીન સુંદર સુધરે;
તેહેને પુત્રયે ગ્રહણ કરેલું, એ અજતણું આયુધરે. ૬
હળ એડવાથી એડવા વીપ્ર, વીશ્વમાહે વીખ્યાતરે;
શંકર બોલ્યા સુણ સતી કહુ, પુત્ર જીવીકાની વાતરે. ૭
એ પુત્રને એક કન્યા પરણાવી, ઠીક જોઈ તેણે ઠામરે;
સુંદર વદન મ્રગાલોચની, સુલક્ષણા તેહેનું નામરે. ૮
કન્યા પરણાવી ભાખે બ્રહ્મદેવા, ચલાવજો ધરસુત્રરે;
તપ ધ્યાન સાધન કરો વળી, સ્રષ્ટી પેદા કરો પુત્રરે. ૯
તે સુલક્ષણાના પેટથી પુત્ર, પેદા થયા તે અઢારરે;
દેવતા પુષ્પ વૃષ્ટી કરી તાહા, વરત્યો તે જયજય કારરે. ૧૦
અરટા દશને અરટા દશ કન્યા, પરણાવી સુંદર એવીરે;
ત્યાર પછી તે શું થયું કહું, સુણ પારવતીદેવીરે ૧૧
તેહેને કહ્યું તમો સ્રષ્ટી કરો, તે વો સાંભળી રહ્યા મંનરે;
ઈસ્વરી છાયે એક એકને પેટ. હજાર પુત્ર ઉત્પન્નરે. ૧૨
ક્ષત્રી; થકા ક્રમ વર્ણીજ કરતા, એવા થયાછે બાળરે;
તેને કહ્યું નવ હજાર પુત્રની, રાખજો તમો સંભાળરે. ૧૩
પોષણ કરો તમો વીપ્રના પ્રીતથી, બોલ્યા વીરંચી વાણરે;
ત્યારે તે પુત્ર બોલીયા ત્યાહા, સહસ્ર અષ્ટાદશ જાણરે. ૧૪
સ્વામી હમો કેમ પોષણ કરીયે, શ્યો હમને આધારરે;
પછી વીરંચી વીચાર કરી ગયા, વીષ્ણુ લોક મોંજારરે. ૧૫
વીરંચી વીષ્ણુને જઈને મળ્યા, કીધો નમસ્કાર ધરીનેહરે;
મુજ પુત્રની જીવીકા કરી આપો, સ્વામી કહુંછું તેહરે. ૧૬
વળતા તે વીષ્ણુયેં વચન ઉચારયું, સુણો વીધી તમો વાતરે;
આપણ જઈયે સરવે મળી, ક્ષીરસાગર તટ વીખ્યાતરે. ૧૭
વીષ્ણુ ગરૂડપર સ્વારી કીધી તાહાં, હંસ ઉપર બ્રહ્માયરે;
વીરંચી વીષ્ણું મળીને ચાલ્યા. ક્ષીરસાગર પ્રત્યે જાયરે. ૧૮
વેગે વીરંચીને વીષ્ણું આવ્યા, ક્ષીરસાગરને તટરે;
મન ઈચ્છા ઉત્પન્ન કરી ત્યાંહાં, ક્ષીરજાદેવી પ્રગટરે. ૧૯

અંબીકાદેવી ઉત્પન્ન એ ક્ષીરજા, કરી ગયા ભગવાનરે ;
બ્રહ્માને ક્ષીરજાદેવી આપ્યાં, આવ્યા બ્રહ્મા પોતાને સ્થાનરે. ૨૦
તે સ્થાનમાંહે હીરણ્યાક્ષગંગા, ગોમતી જાન્હવી જળરે ;
ક્ષીરજાદેવી ત્યાં લેઈને આવ્યા, બ્રહ્મા ઉત્પન્ન કમળરે. ૨૧
હીરણ્યાક્ષગંગાના દક્ષીણ ભાગે, ક્ષીરજા તણું સ્થાપનરે ;
વીધીવત કરી પુજા દેવીની ત્યાં, વીરંચી વદેછે વચનરે. ૨૨
પરવત વીશે સ્થાપન કીધું, પછી વાણી તે બોલ્યા એવીરે ;
આ વૈશ્ય પુત્ર છે વણીકના, તેહેના ગોત્રની કુળ દેવીરે. ૨૩
આપનારી રીદ્ધિ સીદ્ધિ ને બુદ્ધિ, લક્ષ્મી તણો ભંડારરે ;
મુજ પુત્રના ઘરવીશેજ રેહેજો, આપજો દ્રવ્ય અપારરે. ૨૪
વળતા વીરંચી વૈશ્યને કેહેછે, કરજો તે ક્ષીરજાની સેવરે ;
તેહેને પ્રસાદથી પામશ્યો લક્ષ્મી, એમ બોલ્યા બ્રહ્મદેવરે. ૨૫
ક્ષીરજાદેવીની ભક્તી વડે તમ, મનોર્થ પુરણ થાયરે ;
સકળ શાન્તીને પામશ્યો પુત્ર, દુઃખદારી દૂજાયરે. ૨૬
પોષણ કરજો તમો વૈશ્ય વીપ્રના, પ્રતાપ ક્ષીરજાદેવીરે ;
સમૃદ્ધિ આપશે અંબીકા અતી, ચીત ધરી જેણે સેવીરે. ૨૭
એ પુત્રકેરી જીવીકા કરી આપી, જદ્યપી છે તે હાળરે ;
વીપ્ર તણું પોષણ કરેછે તે, વણીક વૈશ્યના બાળરે. ૨૮
અઢાર હજાર ઉંબડ ઉત્પન્ન, ખેડવા નવ હજારરે ;
બાહાર ગયા તે બાદ થયા, રહ્યા ભીતર ખેડય મોઝારરે. ૨૯
વણીક થઈને વીપ્રને ઉપર, દ્વેશ કરે જન જેહરે ;
રૈં રૈં નર્કને ભોગવશે તેહ, એમાં નહી સંધેહરે. ૩૦
અન્ય વરણ કોઈ દ્વેશ કરે, નહી આણેબ્રાહ્મણપર ભાવરે ;
શીવ કહે સુણ પારવતી, તેહેને પીડયા પામાડે તાવરે. ૩૧
વણીક વીપ્રનું પોષણ કરે તો, લક્ષ્મી પામે ભરપુરરે ;
સુખ તે ભોગવે અતી ઘણું, જાય દુઃખ દારીદ્ર દુરરે. ૩૨
શંકર કેહેછે પારવતી પ્રત્યેં, શૌનક પ્રત્યે સુતરે ;
ભવાની શંકર કહે સુણો શ્રોતા, બ્રહ્મ લીલા અદભુતરે. ૩૩

## વલણ.

બ્રહ્મક્ષેત્રની કથા અદ્દભુત, સુણતાં જાય વીઘંનરે ;
નરનારી સુખ ભોગવે, સકળ શાન્તી થાય મનરે. ૬

ઈતીશ્રી બ્રહ્મચરીત્રે, બ્રહ્મપુરાણે, બ્રહ્મક્ષેત્રે ક્ષીરજાદેવી ઉત્પન્ન, વૈશ્ય વરદાનં વીપ્ર પોષણં નામ ષષ્ટમો અધ્યાયઃ ૬ ॥ * *

## श्लोक

वैश्या!वाक्कस्थिताःस्वामिन् ब्राह्मणास्तत्कुताश्चक्क ॥
एतांकथयमेसर्वां कथांदिव्यसुधोपमां ॥ १ ॥
श्रृणुदेविवदिष्येहं प्रश्नस्यानंतरंतव ॥
सुदेव्याक्षिरजायाश्चदक्षिणपश्चिमभागयोः ॥ २ ॥
वासीताविधिनागौरी वैश्याहिद्विजपोषकां ॥

## રાગ રામગ્રી.

બોલ્યા પારવતી શીવ સાથજી, વૈશ્ય કયાં રહ્યા તે કહો નાથજી;
વીપ્ર ઉત્પન્ન તે રહ્યા કયાંહિજી, કરૂણા કરી કહો મુને આંહિજી.

## રાગધોળની દેશી.

શીવશંકર બોલ્યા વચનરે, સતીપારવતી, કથા સાંભળજે એક મનરે. સતીપારવતી.
પુછયું પ્રશ્ન પારવતી રાણીરે, સતી૦ તેહેની કથા કહછું વખાણીરે. સતી૦ ૧
હવે ક્ષીરજા નામે જે દેવીરે, સતી૦ તેને વૈશ્યપુત્રોયેં સેવીરે ; સતી૦
ક્ષીરજા દેવી હીરણ્યા ક્ષગંગારે, સતી૦ ત્યાંછે ત્રીવેણી ગંગનો સંગારે. સતી૦ ૨
તેના દક્ષીણ પશ્ચિમ ભાગરે, સતી૦ વૈશ્યપુત્ર રહ્યા તેની જાગરે ; સતી૦
વણીક વીપ્ર પ્રસાદથી તરતારે, સતી૦ વૈશ્યવીપ્રના પોષણ કરતારે. સતી૦ ૩
કીધા સ્થાપન દક્ષીણ વામરે, સતી૦ ક્ષીરજા પુરેતે મનની હામરે ; સતી૦
તે દીનના આરંભીને ત્યાંહેરે, સતી૦ વૈશ્યવશ્યા તે ક્ષીરજા જ્યાહેરે. સતી૦ ૪
વૈશ્યપુત્ર ક્ષીરજાને સેવેરે, સતી૦ દેવી લક્ષ્મી તે ભરપુર દેવેરે ; સતી૦
બેરબેર તે સ્થાપન કીધારે, સતી૦ સહુને દેવીયેં દર્શન દીધારે. સતી૦ ૫
વૈશ્ય પુત્ર પોતાના જાણીરે, સતી૦ વળતા બોલ્યા વીરંચી વાણીરે, સતી૦
વીશ્વ કરમાને તરત તેડાવ્યારે સતી૦ વીશ્વ કરમા તતક્ષણ આવ્યારે. સતી૦ ૬
આવી બ્રહ્માને કીધો પ્રણામરે સતી૦ સ્વામી શું પડયું માહારૂં કામરે; સતી૦
વળતા વીરંચી વદેછે વચનરે, સતી૦ આછે વણીક વૈશ્યના તનરે. સતી૦ ૭
તમો દ્રષ્ટી ભોમીપર ઘાલોરે સતી૦ તેનાં સુભભુવન કરી આલોરે ; સતી૦
પછી વીશ્વ કરમા ત્યાં બોલેરે, સતી૦ મન તણા તે પડદા ખોલેરે. સતી૦ ૮
વીશ્વ કરમા કેહે શીશ નામીરે, સતી૦ તમો સમર્થછો બ્રહ્મસ્વામીરે : સતી૦
તમો આગળહું તે કુંણમાત્રરે, સતી૦ ગજાવીના છે માહારૂં ગાત્રરે. સતી૦ ૯

તમ કરૂણા વડે માહરાજરે, સતી૦ રચી આપું તે ભુવન આજરે; સતી૦
રત્ન સુવર્ણે જડીત્ર પ્રકાશરે, સતી૦ રૂડા રચ્યા તે મેહેલ અવાશરે. સતી૦ ૧૦
વીશ્વકરમા ગયા તતકાળરે, સતી૦ દીશે ભુવન ઝાકઝમાળરે; સતી૦
તેમાં ભરચા ભરપુર ભંડારરે, સતી૦ વસ્તુ જે જોઈયે તે તૈયારરે. સતી૦ ૧૧
એવાં ઘરસ્થાપન કરી આપ્યાંરે, સતી૦ વીરચી દુઃખ વૈશ્યના કાપ્યાંરે; સતી૦
વૈશ્ય વીપ્રનાં પોષણ કરતારે. સતી૦ વીપ્રવેદ શાસ્ત્ર ઉચરતારે. સતી૦ ૧૨
પછી વીધીયે કીધો વીચારરે, સતી૦ માહારે જાઊં સત્યલોક મોજારરે; સતી૦
કહી પુત્રોને જવાની પેરરે, સતી૦ તમો વશો સકળ આ સેહેરરે. સતી૦ ૧૩
હવે જાઊંછું હું સત્યલોકરે. સતી૦ સુણી પુત્ર પામ્યા બહુ શોકરે; સતી૦
પીતા તમો વીના ન રેહેવાયરે, સતી૦ ગડી એકસો વર્ષની થાયરે. સતી૦ ૧૪
ત્યારે પીતામહ બોલ્યા વાણરે, સતી૦ તમો સાંભળો પુત્ર સુજાણરે; સતી૦
માહારી પ્રતીમાની પુજા કરજોરે, સતી૦ ધ્યાન અહોનીશ માહારૂં ધરજોરે. સતી૦ ૧૫
ત્યારે પુત્ર બોલ્યા દુઃખ કાપોરે, સતી૦ તમો પ્રતીમા પીતા કરી આપોરે; સતી૦
હમો પ્રતીમા સ્થાપન કરસુરે, સતી૦ કરસું પુજા ધુપ ધ્યાન ધરસુરે. સતી૦ ૧૬
પીતા તમ પ્રાપ્તીને કાજરે, સતી૦ હમો સેવા કરસું માહરાજરે; સતી૦
એવાં સાંભળી વીનય વચનરે, સતી૦ બોલ્યા બ્રહ્માપુત્ર છે ધન્યરે. સતી૦ ૧૭
પછી કરૂણા તે કીધી પુરતી, સતી૦ આપી ચોસઠ મુખની મુરતીરે; સતી૦
ગૌરવરણ તે મુરતી નીહાળીરે, સતી૦ પુત્ર હરખ્યા તે બ્રહ્માને ભાળીરે. સતી૦ ૧૮
મુરતી મંદીરમા સ્થાપન કીધીરે, સતી૦ ગાયત્રી સાવીત્રી સાથ લીધીરે; સતી૦
થયા બ્રહ્મા તે અંતર ધ્યાનરે, સતી૦ ગયા સત્યલોક પોતાને સ્થાનરે. સતી૦ ૧૯
પછી વીપ્ર તે વેદ ઉચરતારે, સતી૦ પ્રેમે પ્રતીમાની પુજા કરતારે; સતી૦
પુજ્યા સહસ્ત્રવર્ષ પર્યંતરે, સતી૦ ભાવે સેવ્યા બ્રહ્મા ભગવંતરે. સતી૦ ૨૦
પછી ચુકવા માંડયા સેવરે, સતી૦ નહી પુજાયા તે બ્રહ્મદેવરે; સતી૦
પછી બ્રાહ્મણ બ્રહ્માની પાસેરે, સતી૦ કર જોડી કેહે હમો દાસરે. સતી૦ ૨૧
કહ્યું વ્રતાંત સર્વે વીસ્તારીરે, સતી૦ નથી પુજા તે થાતી તમારીરે; સતી૦
પછી બત્રીશ મુખની દીધીરે, સતી૦ તેહેની સેવા ઘણાં દીન કીધીરે. સતી૦ ૨૨
તેપણ કાળે કરી ક્ષીણ પામેરે, સતી૦ બ્રાહ્મણ બ્રહ્માને જૈશીશ નામેરે; સતી૦
ફરી પ્રાર્થના કરી શીશ નામીરે, સતી૦ નથી પુજન થાતું સ્વામીરે. સતી૦ ૨૩
પછી બ્રહ્મા બોલ્યા મુખ બોલરે, સતી૦ આપી પ્રતીમા તે મુખ શોળરે; સતી૦
તેપણ પુજવા સમર્થ ન થયારે, સતી૦ પાછા પ્રાર્થના કરતા ગયારે. સતી૦ ૨૪
વારંવાર તે પ્રાર્થના કીધીરે, સતી૦ ચાર મુખની પ્રતીમા દીધીરે; સતી૦
તે તો હાળ પ્રતક્ષ પુજાયરે, સતી૦ સેવા કરતાં તે શાંઢ જાયરે. સતી૦ ૨૫

### વલણ.

શંકટ જાય તે સેવા કરતાં, થાય દુઃખનો નાશરે.
સુખ શાન્તી પામે ઘણું, પોચે મનની આશરે. ૭

ઈતીશ્રી બ્રહ્મચરીત્રે, બ્રહ્મપુરાણે, બ્રહ્મક્ષેત્રે, બ્રહ્માપ્રતીમા સ્થાપન, અજ અંત રચ્યાનં, સત્યલોક ગમનં, નામ સપ્તમો અધ્યાયઃ ૭ ॥

### श्लोकः

किंमर्थंब्रह्मक्षेत्रेच भृगुणाहिकृतंतपः ॥
एतन्मेसंशयंछिन्धि कृपांकृत्वाममोपरी ॥ १ ॥
एकदोदेविऋषयो ब्रह्माविष्णुशिवेषुच ॥
कोमहानितिविज्ञातुं भृगुंतेऽप्रेषयनृषिं ॥ २ ॥

### રાગ રામગ્રી.

વળી પુછે પારવતી સુણો માહરાજજી, ભૃગુયે તપ કર્યું તે શેકાજજી.
કરૂણા કરી સ્વામી સંશય ટાળોજી, બ્રહ્મક્ષેત્ર તે તીર્થ રૂપાળોજી.

### રાગ મારૂ.

શીવશંકર બોલ્યા વચન, સુણ કથા હીમાચલ તન ;
ભ્રગુયે તપ કીધું ત્યાં જેહ, ટાળુ તેહ તણો સંધેહ. ૧
સુણ સુણ પારવતી દેવી, ભ્રગુ કથા છે સાંભળા જેવી ;
સંભળાવી સકળ વીસ્તારી, સુણતા હરખ તે ઉપજે ભારી. ૨
હવે એકસમે સર્વે મુની, કરતા તે વેદશાસ્ત્રની ધુની ;
સકળમુની થયા છે ભેળા, જાણે ગોધાવરીના તે મેળા. ૩
કોઈ ઉચાર કરતા તે વેદ, કોઈ શાસ્ત્રપુરાણના ભેદ ;
વેદાધ્યયન એમ ત્યાં થાય, કરે આણંદ સહુ રૂષીરાય. ૪
પછી સકળ તે મુનીજન, ભણતા વેદ વીચારે છે મન ;
એક એકને પુછેછે વાત, આપણે નીશ્ચે કરવું સાક્ષાત. ૫
બ્રહ્મા વીષ્ણુ ને શંકરરાય, ત્રણમા મોટો તે કુંણ કેહેવાય ;
તેહેનો નીશ્ચે તે આપણ કરીયે, પછી ધ્યાન તે તેહેનું ધરીયે. ૬
એમ બોલ્યા તે સકળ મુન્ય, સરવે કરતા તે વેદની ધુન્ય ;
મુની ભ્રગુને તે શીશનામી, બોલ્યા સમર્થ છો તમો સ્વામી. ૭

મુની મેહેર હમોપર ધરીયે, ત્રેણ દેવની પરીક્ષા કરીયે;
એવાં સુણી મુનીયાંના વચન, પછી બોલ્યા ભ્રગુ મુનીજન. ૮
ત્રેણ દેવની પરીક્ષા હું જોઊં, સંદેહ મન તણો સહુ ખોઊં;
સુણી સકળ મુની થયા ખુશી, કરી નમસ્કાર ચાલ્યા ભ્રગુરૂશી. ૯
ગયા સત્ય લોકમાં તતખેવ, જહા બીરાજતા બ્રહ્મદેવ;
બેઠા બ્રહ્મા સમાધીમાંહે, મુની નમન કીધું નહી ત્યાંહે. ૧૦
વીનય વચન ભ્રગુ નવ બોલે, ત્યારે બ્રહ્મા સમાધી ખોલે;
નમ્યો નહી તે મોટો વીરોધ, ચડયો બ્રહ્માને મનમાં ક્રોધ. ૧૧
દુષ્ટ કુંણ છેરે તું તો પાપી, ગુરૂ દ્રોહીન ઘણો સંતાપી;
પીતા દેખી ના કરે નમસ્કાર, એવા પુત્ર ને છેરે ધીઃકાર. ૧૨
વળતા વીરંચી બોલ્યા તેવાર, પુત્ર કાહાડી મુકો એને બાહાર;
એવા ક્રોધ જોઈ બ્રહ્માના કાઠા, ભ્રગુ ત્યાંથી તતક્ષણ નાઠા. ૧૩
સુણ સતી હીમાચલ તન, પછી કૈલાસ આવ્યા મુનીજન;
હું તો ધ્યાન ધરૂ થઈ ખુશી, ત્યાહાં આવ્યા તરત ભ્રગુરૂશી. ૧૪
નહી નમ્યા ના બોલ્યા વચન, ત્યારે ક્રોધ ચડયો મુને મન;
મુને નમ્યો નહી શામાટ, આજ ઘડું હું એનો ઘાટ. ૧૫
આજ કાહાડી નાંખું એનું મુળ, લીધું મારવા હાથ ત્રીશુળ.
એમ શંકર કોપ્યા જ્યાહારે, મુની નાઠા તતક્ષણ ત્યાહારે. ૧૬
સત્ય લોક વીશે નવ ફાવ્યા, વળતાં કૈલાશમાંહે તે આવ્યા;
કૈલાશમાં પણ શંકર રૂઠયા, ઋષી ત્યાંહાથી તતક્ષણ ઉઠયા. ૧૭
વૈકુંઠમા આવ્યા તતખેવ, જ્યાહાં વસ્તા દેવાધીદેવ;
દીવ્ય એવું તે વૈકુંઠ જોઊ, ત્યાંહા ભ્રગુ તણું મન મોહું. ૧૮
શેષ સજ્યા પોહોડયા ભગવાન, સુરમુની ધરે જેહેનું ધ્યાન;
એવા નારાયણ શ્રીઅવીનાશ, જાણે કોટી તે સુર્યપ્રકાશ. ૧૯
પીળાં પીતાંબર કટી ધારી, કાહાવે દેવના દેવ મોરારી;
શંખ ચક્ર ગદાપદ્મ સાર, શેષ સજાયે પોહોડયા મોરાર. ૨૦
હવે ભ્રગુયે છોડી કૈલાશ, ઋષી આવ્યા તે વૈકુંઠવાસ;
ભ્રગુ ઋષી તે સમરથ જાણી, દ્વારપાળ તે બોલ્યા વાણી. ૨૧
ભલે પધારયા હે મુનીજન, હમો પાવન થયા આદીન;
ભ્રગુ ભગવત ધામમાં જાય, જ્યાહાં બીરાજ્યા વૈકુંઠરાય. ૨૨

બોલ્યા મુની લક્ષ્મીજી સુ વાણી, ક્યાં ગયાછે પુરસપુરાણી;
પછી બોલ્યાં લક્ષ્મીજી વાત, શેષ સજા શયન શ્રીનાથ. ૨૩
પ્રભુ શેષ સજા પર શયન, ત્યાહાં આવ્યા ભ્રગુ મુનીજન;
ભ્રગુ ક્રોધ તે કીધો ભારી, વીષ્ણુ હૃદયમાં પાટું મારી. ૨૪
પ્રભુ ભર નીંદ્રામાંથી જાગ્યા, ભ્રગુ ઋષીને પાયે લાગ્યા;
બહુ ઓળાશે મુનીના પાય, પછી બોલ્યા ત્રીભોવનરાય. ૨૫
કોમળ સરખાં તમારા ચરણ, તમને દુઃખ થયું હશે ધરણ;
માહારૂ હૃદય વજ્રથી કઠોર, તમને પગે વાગ્યું હશે ગોર. ૨૬
મુની મેહેર માહારાપર ધરજો, મારો અપરાધ ક્ષમા કરજો;
તમ ચરણ વડે મુની દેવ, માહારૂ પાપ ગયું તતખેવ. ૨૭
એવાં કીધાં બહુ વીનય વચન, ઘણું સંતોષીયા મુનીજન;
પછી મુની બહુ લજ્યા પામે, વૈકુંઠનાથને તે શીશનામે. ૨૮
જેહ કાહાવે દેવાધી દેવ, સુરનર કરે જેહેની શેવ;
સકળ દેવતા ધ્યાન ધરેછે, મુની મંડળ સેવા કરેછે. ૨૯
એવાં જીવન પ્રાણ આધાર, મુનીને વીનવીયા વારંવાર;
લજ્યા પામ્યા તે સુણી વચન, કરી નમસ્કાર આવ્યા મુનીજન. ૩૦
આવ્યા મુનીનું મંડળ જાંહે, નમસ્કાર કરી બોલ્યા ત્યાંહે;
સહુની ઈચ્છા વડે હું ગયો, તેમાં અપરાધ મોટો થયો. ૩૧
ત્રણ દેવની પરીક્ષા મે કીધી, પ્રથમ સતલોક જોયા વીધી;
સતલોક થકી એક શ્વાસ, ભ્રગુભાંખે હું આવ્યો કૈલાસ. ૩૨
વીધી શંકર પાશે નવ ફાવ્યો, ત્યાહાંથી તતક્ષણ વૈકુંઠ આવ્યો;
ત્યાહાં જોયું મે વીષ્ણુનું રૂપ, સહુથી મોટા ત્રીભોવન ભુપ. ૩૩
એવા વચન સુણી સહુ મુન્ય, પ્રભુ નામની મચાવી ધુન્ય;
એવું નીશ્ચે કીધું ફરી ફરી, મોક્ષ દાતા નારાયણ હરી. ૩૪
બીજી બ્રહ્મણા કીધી તે ત્યાગ, વીષ્ણુ પામવા વીષ્ણુ યાગ;
મુની નીશ્ચે કરૂ સરવથી, હરી વીના મોટું કોઈ નથી. ૩૫
હવે ભ્રગુયે મારી જે લાત, સુણો શ્રોતા સકળ એની વાત;
વીષ્ણુ હૃદયમાં પાટું મારી, ભ્રગુ શોક પામ્યા મન ભારી. ૩૬
દલગીર થયા મુનીજન, પછી બોલ્યા તે વીનય વચન;
મુની મંડળ કહો ઉપાય, માહારૂ પાપ નીવારણ થાય. ૩૭

તારે બોલ્યા સકળ મુની દેવ, પીતા પાશે જેવ તતખેવ;
એવા સુણી મુનીયાંના વચન, પછી ત્યાંથી ચાલ્યા મુનીજન. ૩૮
ગયા સતલોકમાં તતખેવ, જ્યાહાં વશે પોતા બ્રહ્મદેવ;
આવી કીધો પીતાને નમસ્કાર, ભ્રગુ વીનવે તે વારંવાર. ૩૯

વલણ.

વારંવાર તે વીનવે, કહી વીનય વચનરે;
તાહારે બ્રહ્મા બોલીયા, ક્યાંથી આવ્યો તું તંનરે. ૮

ઈતીશ્રી બ્રહ્મચરીત્રે બ્રહ્મપુરાણે બ્રહ્મક્ષેત્રે, ભ્રગુ ત્રીગુણાતમ દેવ પરીક્ષા, મુની મંડળ સમાગમ, ભ્રગુ સતલોક ગમનં નામ, અષ્ટમો અધ્યા ॥ ૮ ॥

## શ્લોક.

तत्रगत्वाभृगुःस्वामिन्किंचकारततःपरं ॥
विधिनाकथितंकिंहि भृगवेबुद्धिशालीने ॥ १ ॥
श्रृणुदेविप्रवक्ष्यामि शुभंकथानकंतव ॥
यस्यश्रवणमात्रेण नरोमुच्येतपातकात् ॥ २ ॥

રાગ રામગ્રી.

બોલ્યા હીમાચલ કેરી કુમારીજી, સ્વામી કથા કહો વીસ્તારીજી;
સતલોક ગયા મુનીજનજી, વળતા વીરંચી શું બોલ્યા વચનજી.

રાગ ઢાલ.

વળતા શીવશંકર બોલીયા, સુણ દેવી ભ્રગુનું ચરીત્ર;
ભ્રગુ બ્રહ્માનો સંવાદ સુણતાં, પાપી તે થાય પવીત્ર. ૧
હવે ભ્રગુ બ્રહ્માને પાશે જઈને, બોલ્યા તે વચન વીખ્યાત;
મી વીશ્નુ હ્રદયમાં પાટું મારી, તેનું પ્રાચીત બેહું મને તાત. ૨
હે પીતામહ કહો કરૂણા કરી, મુને મટાડો મનનો તાપ;
કીયે ઠેકાણે વસું જૈનેતો, જાય માહારૂં પાપ. ૩
આજ પીતા માહારૂં અજ્ઞાન ટાળો, તાત તમો બ્રહ્મદેવ;
પ્રાચીત નીવારણ થાયે માહારૂ, ત્યાહાં હું જાઊં તતખેવ. ૪
વળતા વીરંચી વચન વદે, સુણ સુણ ભ્રગુ માહારી વાત;
જ્યાહાં ક્ષેત્રછે અતી ઉત્તમ માહારૂ, ત્યાહાં તું જાજે સાક્ષાત. ૫

એ ક્ષેત્રમાં તાહારૂં પાપ જાશે, નીશચ્યે કહું નીરધાર;
મોક્ષદાયક મુજ ક્ષેત્રછે, તાહારે ભ્રગુ બોલ્યા તેણીવાર. ૬
હે પીતા કહો કીયા સ્થળ ક્ષેત્ર, કુણ દ્વીપખંડ ને દેશ;
ભ્રગુ કહે મુને બતાવો પીતા, ત્યાહાં હું કરૂં પ્રવેશ. ૭
વળી નીશચ્યે કરી મુને કહો પીતા, એમ ભ્રગુ બ્રહ્માને પુછે;
તેનું સીદ્ધ પ્રસીદ્ધપણું, સ્વામી તીરથમાં તે શું છે. ૮
વરણવ કરી મુને કહો સકળ, તમ ક્ષેત્ર પાવન કથાય;
ત્યાહાં જઈને હું તપશ્ચર્યા કરૂં તો, પ્રાયચીત માહારૂં જાય. ૯
એવાં ભ્રગુના વચન સુણી, પછી બોલીયા બ્રહ્મરાય;
ચીત ધરી પુત્ર સાંભળજે, મમ ક્ષેત્રની તે કથાય. ૧૦
જાંબુદ્વીપ ભરતખંડછે, આબુ અંબાથી દક્ષણ દીશ;
આરાસુર પર અંબા બીરાજે, મોટા પરવત ને શીશ. ૧૧
તે આરાસુરથી દક્ષીણ દીશા, સરીતા સાબરમતી વેહેછે;
સાબરમતીની પુરવ દીશા સ્થળ, બ્રહ્મક્ષેત્ર એવું કેહેછે. ૧૨
તે ક્ષેત્રના મધ્ય ભાગમાં, હીરણ્યાક્ષ ગંગા નામ;
તે ગંગાના સ્મરણ માત્રમાં, પ્રાયચીત નાશે તે ઠામ. ૧૩
તે ગંગામાં શ્રાદ્ધ કરે, તેના પીત્રીની સદગતી થાય;
બ્રહ્મા કહે ભ્રગુ એ ક્ષેત્રનો, અતી ઘણો મહીમાય. ૧૪
ભુત પ્રેત પીશાચ યોની, વાવ્ય તળાવ ને કુવો;
વાઘ વરૂં સર્પડંશ કીધો હોય, આપ ઘાત કરી મુવો. ૧૫
તે પ્રાણી અવગતીયેં ગયો હોય, સ્નાન શ્રાદ્ધ કરે જેહ;
સદગતી થાય તેહ તણી, જીવ મુગતી તે પામશે તેહ. ૧૬
પ્રયાગ ગંગા ગોમતી, ત્રીવેણી તણો છે સંગમ;
ગુજર દેશ મારવાડનું પાશુ, ખેડયમાં તીરથ અગમ. ૧૭
સંગમ છેત્રી વેણી તણો, બ્રહ્મક્ષેત્ર ભાળો ભરપુર;
હીરણ્યાક્ષ કૌશંબી, ભીમા શંકરી દરશનથી દુઃખ દુર. ૧૮
હવે શ્રોતા સુણો સાવધાન થઈ, જે ખેડય બ્રહ્માની કેહેછે;
ચતુરમુખા બ્રહ્મા વશે ત્યાહાં, હીરણ્યાક્ષ ગંગા વેહેછે. ૧૯
તે ક્ષેત્રમાં જઈ સ્નાન દાન કરે, સ્રીપુરૂષ મનુષ્યા દેહ;
પ્રાચીત પ્રલય થાય તેહેના, એમાં નહી સંદેહ. ૨૦

સ્નાનદાન બ્રહ્મભોજન કરે, જે પોતાની શ્રદ્ધા પ્રમાણ;
પાપ નીવારણ થાય તેવું, શ્રોતા સુણો નીરવાણ. ૨૧
હવે બ્રહ્મા કેહેછે સુણ પુત્ર ભ્રગુ, નીરખ નેહ ભરીને નેત્ર;
ઉત્તમ સ્થળ જે કહ્યું, મીં તુજને એજ માહારૂ ક્ષેત્ર. ૨૨
એવા બ્રહ્માના વચન સુણીને, બોલીયા ઋષીરાય;
વીસ્તારીને કહો પીતા, બ્રહ્મક્ષેત્રની તે કથાય. ૨૩
તે ક્ષેત્રમાં પાપ કોનું ગયું, શ્રવણ કરવા ઈછુંછું મન;
તે પીતા મુને કહો માંડીને, શ્રદ્ધા થાય ઉત્પન્ન. ૨૪
એવાં ભ્રગુનાં વચન સુણી, વળતા વચન કેહે બ્રહ્માય;
પુરાતન ઈતીહાસ કહું તે, સાંભળો ઋષીરાય. ૨૫
હવે એકસમે શીવ આવીયા, તે મારા સ્થાનકનો પાશ;
પાંચ મુખ જોઈ માહેરા, સદાશીવને ઉપન્યો ત્રાસ. ૨૬
પંચવદનનો સ્વર સુણીને, કોપીયા શીવરાય;
ચતુરમુખ તો જોગછે, પણ પંચમુ મુખ અન્યાય. ૨૭
એમ વીચાર કરી શીવશંકર, ત્રીસુળ હાથમાં લીધું;
પંચમુ મુખ બ્રહ્મા તણું તે, શંકર છેદન કીધું. ૨૮
તે બ્રહ્મકપાલ શીવને કરચોટું, લાગી તે બ્રહ્મહત્યાય;
બ્રહ્મહત્યાનું પ્રાચીત જાણી, અકલાયા શીવરાય. ૨૯
તે પ્રાચીત નીવારણ કરવા, સકળ પ્રથવી ફરયાય;
અનેક ઊપાય અન્ય કીધા પણ, બ્રહ્મહત્યા નવજાય. ૩૦
એમ કેટલા દીન પ્રથવી ફરયા, કોઈ સ્થલમાં નવફાવ્યા;
ઘણા દીવસ એમ વહી ગયા, પછી માહારા ક્ષેત્રમાં આવ્યા. ૩૧
ત્રીવેણી સંગમમાં સ્નાન કીધું; તાહાં મુકયું તે બ્રહ્મકપાળ;
બ્રહ્મહત્યા પાપ નીવારણ થયું, પાવન થયા પશુપાળ. ૩૨
એવી છે ગંગા ગોમતી, હીરણ્યાક્ષ ગંગા નામ;
કૌશંબી ભીમાશંકરી, તાહાં છે ત્રીવેણી સંગમધાંમ. ૩૩
બ્રહ્મા કહે ભ્રગુ એ ક્ષેત્રનો, એવો છે મહીમાય;
તાહાં જઈને તું તપ કરેતો, પાપ તાહારૂ તરત જાય. ૩૪
જે કોઈ એ તીરથમાં સ્નાન કરે, વળી શ્રદ્ધાસહીત પુનદાન;
યમદુતને નજરે નવ દેખે, સ્વપનામાં કોઈસ્થાન. ૩૫
સ્વપ્ને દુતને દેખે નહી, સુણો શ્રોતા સકળ નરનાર;
વીધીવતથી સેવા કરે તો, પામે પદારથ ચાર. ૩૬

## શ્લોકઃ

माघमासेनरायेवै स्नानंकुर्वंतीसंगमे ॥
तेषांदिनेदिनेपुण्य मश्वमेधसताधिकं ॥ १ ॥
अष्टम्यांशुक्लपक्षस्य चतुर्दश्यांतथाहरेः ॥
एकादश्यांतिथौमाघे पुर्णिमायांचयेनराः ॥ २ ॥
स्नानंकुर्वंतित्रीवेण्याः संगमेनियमान्विताः॥
तेप्रवांतिहरेर्लौकं मुक्तसंसारवंधनात्ः ॥ ३ ॥

માઘ માસને વીશે જે પ્રાંણી, ત્રીવેણી સંગમ નાહાય;
પુણ્ય તે પામે અતીઘણું, અશ્વમેધનું ફલ થાય. ૩૭
માઘ માસ ને સુકળપક્ષ, આઠમ એકાદશી જાણ;
ચતુરદશી પુરણીમાને દીવસ, સ્નાન કરે નીરવાંણ. ૩૮
સંસાર બંધનથી મુકત પામે, પાપી તે પાવન થાય;
પીંગલ ગરૂડના યુદ્ધમાં, ઘણા તીરથ થયાં ઋષીરાય. ૩૯
સીદ્ધીને વળી મુકતી ને આપે, એવાં તીરથ છે એહ;
એવું સુણી ભ્રગુ કેહેછે બ્રહ્માને. પીતા ટાળો સંધેહ. ૪૦
કરૂણા કરી મુને કેહો તાત એ, સાંભળવા ચીત્ત સુદ્ધ;
શ્યા કારણથી તીરથ થયાં, શ્યાથી ગરૂડ પીંગળનું યુદ્ધ. ૪૧

### વલણ.

યુદ્ધ થયું કુણ કારણે, નીચ્યે કેહો નીરવાણરે;
કે રીતી તીરથ થયાં, પીતા કરો મુને જાણરે. ૯

ઈતીશ્રી બ્રહ્મચરીત્રે બ્રહ્મપુરાણે બ્રહ્મક્ષેત્રે, બ્રહ્મા ભ્રગુ સંવાદે શીવ બ્રહ્મહત્યા નીવારણં, ત્રીવેણી સંગમ, તીરથ સ્થળ ભોમ, નાંમ નવમો અધ્યાયઃ ॥ ૯ ॥

## શ્લોકઃ

शृणुपुत्रप्रवक्ष्यामि तवानुग्रहहेतवे ॥
पिंगळगरूडयोर्युद्धं श्रोतृणांमुक्तिदायकं ॥ १ ॥

### રાગ રામગ્રી.

બોલ્યા સુત શૌનકને સાથજી, કેહે પારવતી સુણો નાથજી;
ભ્રગુ ભાંખે બ્રહ્મા સંઘાતજી, કહો ગરૂડ પીંગલની વાતજી.

## રાગ દેવગ્રી.

હવે બ્રહ્મા ભ્રગુ શું બોલીયા, સાંભળ પુત્રવચન,
શ્રોતે સુણતાં હરખ ઉપજે, થાય નીરમળ મન,
બ્રમ્હા ભ્રગુ શું બોલીયા, ટેક. ૧
હવે પુરવ વૈર સંભારીને, થયું યુદ્ધ અપાર,
સંક્ષેપ માત્ર વરણવ કરૂં, સાંભળ ભ્રગુ વીસ્તાર. બ્રહ્મા૦ ૨
હવે ગરૂડનો ભક્ષ તે સરપ છે, અનેક મારીયા નાગ;
સરપમાં સમરથ છે ઘણા, કોઈનો ફાવે નહી લાગ. બ્રહ્મા૦ ૩
પછી સરપ થયા સહુ એકઠા, હવે કરવું તે કેમ;
ગરૂડનો ભયછે અતી ઘણો, કીજે તાપ ટળે તેમ. બ્રહ્મા૦ ૪
સહુ સરપ વીચારી બોલીયા, ચાલો વીનતાની પાસ;
દુઃખ કીજે તેહેની માતને, ટળે ગરૂડનો ત્રાસ. બ્રહ્મા૦ ૫
પછી સરપ ગયા તે સકળ મળી, કીધાં વીનયવચન;
નીકંદન કરે કુળ હમ તણું, ગરૂડજી તમતન. બ્રહ્મા૦ ૬
તાપ ઘણો તમ તનનો, લાગે હમને બહુ ડર;
કરૂણા કરો માતા વીનતા, હમો આપીશું કર. બ્રહ્મા૦ ૭
એવું સુણી માતા વીનતા, બોલ્યાં વચન વીવેક;
હવે ગરૂડ તમને નહીં દમે, નીત આપજો એક. બ્રહ્મા૦ ૮
સારૂં કહીને સરપ રહ્યા, થૈ માતાની મેહેર;
એટલે ગરૂડજી આવીયા, માતા પ્રીછવી પેર. બ્રહ્મા૦ ૯
હવે સરપ નહી સંતાપશો, કહુ વાત વીવેક;
દીવસ પ્રતે તને આપશે, નાગ નીતનો એક. બ્રહ્મા૦ ૧૦
વચન પુત્ર માહારૂં પાળજે, તું છે ચતુર સુજાણ;
કીધા પ્રમાણે ચાલજે, નીશ્ચે કરી નીરવાણ. બ્રહ્મા૦ ૧૧
એવું સુણી ગરૂડઓચરે, સાંભળો મુજમાત;
નીત નાગ એક આપશે, બીજી નવ કરૂં ઘાત. બ્રહ્મા૦ ૧૨
સરપ સકળ આનંદીયા, ટળ્યો સરવે તે શોક;
પરદખણા ગરૂડની કરી, અહીં ગયા નાગ લોક. બ્રહ્મા૦ ૧૩
પછી ગરૂડે ક્રોધ સમાવીયો, ગયા પોતાને ધામ;
એમ કરતાં બહુ દીન ગયા, નહી વૈર સંગ્રામ. બ્રહ્મા૦ ૧૪

ગરૂડ કરલે તે પોતા તણો, બાંધી આપ્યો છે ધારો;
નાગે તે નામ નીસાણથી, કરી આપ્યોછે વારો. બ્રહ્મા૦ ૧૫
હવે એમ ઘણા દીન વહી ગયા, નાગખગ નહી વેર;
પછી તે વારો આવીયો, પીંગળ નાગને ઘેર. બ્રહ્મા૦ ૧૬
સમરથ સરપછે પીંગળ, તેને વીચારી વાત;
આજ ગરૂડ મને મારશે, નીશ્ચે કરશે તે ઘાત. બ્રહ્મા૦ ૧૭
એમ ભ્રમણતા મનમાં કરે, તેને થૈ બહુવાર;
પછી ગરૂડ તાહાં આવીયો, નાગ લોકમોજાર. બ્રહ્મા૦ ૧૮
ગરૂડ આવ્યો સાંભળી, કંપ્યો થરથર નાગ;
ઉપાય તે હવે શ્યો કરૂં, જઈ વશું કુણ જાગ. બ્રહ્મા૦ ૧૯
હવે સામદામ ભેદે કરી, કાંઈક કરૂં ઉપાય;
પ્રાણરક્ષા થાય માહરી, ડર ગરૂડનો જાય. બ્રહ્મા૦ ૨૦
પોતે તે પીંગળ આવીયો, વીનતા સુતને પાશ;
વીનયવચન કરી બોલીયો, શીદ કરો અવકાશ. બ્રહ્મા૦ ૨૧
વાણી તે મીઠી ઓચરી, જલદી ખગ હવે ખાવ;
પેટ ભરીને તમતણું, સુખથી ઘેરે જાવ. બ્રહ્મા૦ ૨૨
પછી ગરૂડે ચાંચમાં ઘાલીયો, ઉડયો અવની આકાશ;
વેગે વહીને આવીયો, બ્રહ્મક્ષેત્રની પાસ. બ્રહ્મા૦ ૨૩
સંગમ છે ત્રીવેણી તણો, ગરૂડ આવ્યો તે ઠામ;
વીનયવચન તાહાં બોલીયો, નાગ પીંગળ જે નામ. બ્રહ્મા૦ ૨૪
હે વીનતા સુત સાંભળો, કહુંછું એક વાત;
પીંગળ નામનું શાસ્ત્ર છે, મુજ પાશે સાક્ષાત. બ્રહ્મા૦ ૨૫
મુજવીના કોઈ જાણે નહી, પીંગળ શાસ્ત્ર પ્રમાણ;
માટે જાણો મુજમુખથી, સાચી કહું છું વાણ. બ્રહ્મા૦ ૨૬
વેદમય આ શાસ્ત્ર છે, નહીં એમા સંદેહ;
ઉતમ સ્વર ભણ્યા પછી, વીનતાસુત જેહ. બ્રહ્મા૦ ૨૭
રસ્વ દીર્ઘ ને માત્રીકા, છંદ નાદ ને ભેદ;
ગરૂડજી તમને શીખવું, પ્રાણ બચાવા ઉમેદ. બ્રહ્મા૦ ૨૮
પછી પીંગળ વાણી ઓચરયો, શાસ્ત્રપાઠ તે ઠામ;
ખગેશ ખાવ હવે મુજને, થાય તમારૂં કામ. બ્રહ્મા૦ ૨૯

પાઠ કરજો નીત પીંગળ તણો, રાખજો હૃદયેમાંહે;
અન્ય ભણવાની ઈચ્છા હોય તો, તમને શીખવું આંહે. બ્રહ્મા૦ ૩૦
ગરૂડ પ્રસન્ન થૈ બોલીયા, બીજું કીજે પ્રકાસ;
સાંભળવા ચીત માહેરૂં, કરૂં તેહનો અભ્યાસ. બ્રહ્મા૦ ૩૧
ભુજંગ પ્રયાતન વ્રતછે, તે શીખવું નીરધાર;
પ્રથવી ઉપર મુકો મુજને, કહુ સકળ પ્રકાર. બ્રહ્મા૦ ૩૨
એવું સુણીને વીનતાસુત, મુક્યો ભોમીપર નાગ;
પીંગળ મન વીચારીયું, આવો આવે નહી લાગ. બ્રહ્મા૦ ૩૩
ગરૂડની દ્રષ્ટી ચુકાવીને, નાગ નાઠો તે વાર;
હીરણ્યાક્ષ ગંગામાં જઈ પડયો, જળ અપરંપાર. બ્રહ્મા૦ ૩૪
ગંગધરામાં પેઠો જઈ, બોલ્યો વચન કઠોર;
ગરૂડ તું મુને મુકરે, તાહારૂં કેટલું જોર. બ્રહ્મા૦ ૩૫
પીંગળ નાગ ગરૂડનો, થયોછે તે પ્રકાર;
ભવાંની શંકર વરણવ કરે, સાંભળો નરનાર. બ્રહ્મા૦ ૩૬

**વલણ.**

હીરણ્યાક્ષમાં પીંગળ પેઠો, સેવન કરે ગંગા ચરે;
તારપછી સું નીપન્યું, તેહની કહુ કથાયરે. ૧૦

ઈતીશ્રી બ્રહ્મચરીત્રે બ્રહ્મપુરાણે બ્રહ્મક્ષેત્રે, બ્રહ્મા ભ્રગુ સંવાદે પીંગળ ગરૂડ સમાગમ, પીંગળ હીરણ્યાક્ષ ગંગા પ્રવેશ નાંમ દશમો અધ્યાયઃ ॥ ૧૦ ॥

## श्लोकः

कथंनागश्चसंतप्तः प्रविष्टोहिमहाह्रदे ॥
गरूडेनचभोतात कस्मान्ननहतोस्रहिः ॥ १ ॥
एकदाहिमयापुत्र माहान्यज्ञोहिकारितः ॥
तदामहर्षिणावत्सतपोकारीमाहाह्रदे ॥ २ ॥

**રાગ રામગ્રી.**

બોલ્યા ભ્રગુ બ્રહ્માને એમજી, શરપ કેમ રહ્યો કુશળ ક્ષેમજી;
ગયો હીરણ્યાક્ષ ગંગામાં નાગજી, કેમ ના ફાવ્યો ગરૂડનો લાગજી.

**રાગ માલવ.**

એમ ભ્રગુયે વચન ઉચારેરે, ગરૂડે નાગને કેમ નહી મારેરે;
ગરૂડ શમરથને એ સંધેશેરે, કેમ ગંગામાં નહી પ્રવેશેરે. ૧

ત્રેણ લોકમાં ગરૂડ જાયરે, ગંગધરામાં જાતાં સું થાયરે;
તેહનો માંડીને મરમ વતાવોરે, તમો શમરથ પીતામહ કહાવોરે. ૨
વળતા વીરંચી વદેછે વચનરે, કહુ કથા તે સાંભળ તનરે;
એકસમે મેં કીધો યજ્ઞરે, મુની મનમાં તે થૈ બહુ મગ્નરે. ૩
હવે ભાખું હુ તેહનો ભ્રમરે, તાંહાં શભરી ઋશીનો આશ્રમરે;
મોટો તપ તાંહાં મુનીયે કરીયો, શ્રાપ થકી તે ગરૂડ ડરીયોરે. ૪
એવું સ્થળ ઋશીનું જાણીરે, ગયો નહી ગરૂડ થાયે હાણીરે;
પછી વીચાર કીધો મનમાંરે, રાખ્યું વેર પોતાના તનમાંરે. ૫
શરપ ગયો છળ ભેદ કરીનેરે, પાછો મળે હવે ક્યાં ફરીનેરે;
પાછો ફરી દેખું જો દ્રષ્ટરે, એને ઘણું પમાડું કષ્ટરે. ૬
એવું ગરૂડ મન વીચારેરે, પછી ગયો વૈકુંઠ મોઝારરે;
નાગ નદી ધરામાં પેઠોરે, ઘણાં દીન હીરણ્યાક્ષમાં બેઠોરે. ૭
પછી પીંગળ મન વીચારૂંરે, હવે રૂપ બીજું કોઈ ધારૂંરે;
એમ વીચારે તે મન સાથરે, જાણી અવનીપર વીખ્યાતરે. ૮
પછી પીંગળ પ્રાક્રમ કીધુંરે, રૂપ બ્રાહ્મણ કેરૂં લીધુંરે;
થૈ વીપ્ર મોટો વીદ્વાનરે, નાગરૂપ તજ્યું તે સ્થાનરે. ૯
પીંગળ ચાલ્યો તે પ્રથવી મોઝારરે, આવ્યો એક બ્રાહ્મણને દ્વારરે;
બોલ્યો વીપ્ર સાથે શીશનામીરે, મુને વીદ્યા ભણાવો સ્વામીરે. ૧૦
કરતો સ્તુતી બેહુ કર જોડરે, મુને વીદ્યા ભણવાના કોડરે;
આજ દયાતે મુજપર આણોરે, મુને શીષ્ય પોતાનો જાણોરે. ૧૧
એવાં સુણીને વીનય વચનરે, વળતા બોલા વીપ્ર મુનીજનરે;
સુણ પુત્ર બોલ્યા તાંહાં ઋષીરે, ભણ્ય વીદ્યા થૈ મન ખુશીરે. ૧૨
વેદશાસ્ત્રને શકળ પુરાણરે, પુત્ર ભણાવું તને નીરવાણરે;
એમ કહીને રાખ્યો તાંહાં બ્રહ્મરે, નાગ વીપ્રછે તે નહી મર્મરે. ૧૩
એમ ઘણા દીવશ તાંહાં ગણીયોરે, વીપ્ર પાશે તે વીદ્યા ભણીયોરે;
આગે પીંગળને થયો હુશીયારરે, થયો બળીયો તે અપરમપારરે, ૧૪
એમ મુનીયે વીદ્યા ભણાવીરે, પછી પુત્રી પોતાની પરણાવીરે;
એમ વહી ગયા બહુ દીનરે, સુખ ભોગવે શામા સ્વામીનરે. ૧૫
હવે એકશમે તે શરપરે, ઘણો લાગ્યો ગરૂડનો દરપરે
પુજા મનથી ગરૂડની કીધીરે, સાથે પત્ની પોતાની લીધીરે. ૧૬
ઉતર દેશમાં કીધો નીવાસરે, નહી નાગનું રૂપ પ્રકાશરે;
રાખ્યો વીપ્ર પંડીતનો વેશરે, આવી રહ્યો તે ઉતર દેશરે. ૧૭

અગ્નીહોત્રી તે વેદીયો બ્રહ્મરે નીત આચરે વીપ્રનું કરમરે;
વીનતા સુતને ઘણું એક વેરરે, જુવે દ્રષ્ટી કરી ઘેરે ઘેરેરે. ૧૮
ગરૂડે ઘણાં જોયાં ગામધામરે, નવ મળે પીંગળનું નામરે;
વીનતાસુત વીચારે વાતરે, કોઈ દીન તે આવશે હાથરે. ૧૯
જોતો ફરે જાહાં તાંહાં ખગેશરે, નવ જાણે તે વીપ્રનો વેશરે;
બ્રહ્મા બોલ્યા ભ્રગુ સું વાંણીરે, શીવે પારવતી પ્રતે વખાણીરે. ૨૦
સુત પુરાણી શૌનકને કેહેછેરે, એમ પીંગળ છાનો રેહેછેરે;
વેદે કરીને હોમેછે હોમરે, ભોરંગ જાણે નહી કોઈ ભોમરે. ૨૧
એમ દીવશ ગયા બહુ વહીરે, નાગ એવું કોઈ જાણે નહીરે;
પછી આવ્યા ચોમાશાના દીનરે, વ્રત આચરતાં જે સ્ત્રીજનરે. ૨૨
નાગ પંચમી આવેછે જેહેર, વીનતા વ્રત કરે ધરીનેહરે;
મળી માંનુંનીયો દશ બારરે, આવી પીંગળ વીપ્રને દ્વારરે. ૨૩
પીંગળ પત્ની ને કેહેછે ત્રતરે, આજ નાગ પાંચમનું વ્રતરે;
માટે વ્રત તમોએ જાલોરે, શખીયો શાથે તે નાહાવા આલોરે. ૨૪
એવું સુણીને પીંગળ નારીરે, કહ્યું સ્વામીને શકળ વીસ્તારીરે;
વ્રત નાગ પાંચમનું છે આજરે, મુને આજ્ઞા આપો માહરાજરે. ૨૫
તારે સ્વાંમી તે બોલ્યા વચંનરે, આજ જાવું નથી સ્ત્રી જંનરે;
દ્વીજનાં દરશંનને પવી દેવરે, વ્રતનું ફળમળે તતખેવરે. ૨૬
સુંદરી કરે જે સ્વામીની શેવરે, પતી પોતાનો જાણે તે દેવરે;
વ્રતવીનતા ઉતમ એ સારરે, ભાવે શેવે પોતાનો ભરથારરે. ૨૭
પ્રેમદા પતીને પાટુવે મારેરે, પછી વ્રત ઘણેરાં ધારેરે;
તેહેના વ્રતતે મીથ્યા જાયરે, વ્રતનું ફળ કસું નવ થાયરે. ૨૮
એમ વારતા વીનતાને કીધીરે, શખીયો સાથેનાજાવા દીધીરે;
અગ્નીહોત્ર છે આપણે દ્વારરે, શ્રેષ્ટ શરપ દેખાડીશ નારરે. ૨૯
એવી સુણી સ્વામીની વાતરે, પછી બોલી જે સૈયર સાથરે;
અગ્નીહોત્રછે માહારે ઘેરેરે, માટે કહુંછું એની પેરેરે. ૩૦
અગ્નીહોત્રની સમાપ્રી થાયરે, તારસુધી તે ક્યાંઈ ન જવાયેરે;
એમ બોલી તે વીપ્રની નારીરે, તમો જોવને સૈયર માહારીરે. ૩૧
પછી ગઈ તે સુંદરી સરવરે, મન કરતી ઘણેરો ગરવરે;
કરી સ્નાન અલંકાર ધરતીરે, રૂશીપત્નીની નીંદા કરતીરે. ૩૨

### વલણ.

નીંદા કરતી નારી ગઈ, જાય ભુવન કરી સ્નાનરે;
તાર પછી સું નીપન્યું, તે શ્રોતા સુણો સહુ કાનરે. ૧૧

ઈતીશ્રી બ્રહ્મચરીત્રે બ્રહ્મપુરાણે બ્રહ્મક્ષેત્રે બ્રહ્માભ્રગુ સંવાદે પીંગળ વીપ્રવેશ સ્ત્રીનાગ વ્રત ધારણ, પીંગળ પત્નીપતી આજ્ઞાય, નામ એકાદશ્યો અધ્યાયઃ ૧૧ ॥

## श्लोकः

अग्नीहोत्रस्यकर्माणिसमाप्यद्विजसत्तमः ॥
पिंगळोंहिश्चपत्निंतांपुंन्यश्चप्रत्युवाचहा ॥ १ ॥

### રાગ રામગ્રી.

વળી વળી પુછેછે બ્રહ્મકુમારજી, પીતા કહો આગે વીસ્તારજી;
પીંગળ પત્ની તણું વ્રત માનજી, કથા સુણું હું થૈ સાવધાનજી.

### રાગ મારૂ.

વળતા વીરંચી વદેછે વચન, કથા સાંભળજે મુનીજન;
શ્રવણે સાંભળતાં સુખ થાય, કોટીજનમનાં પાપ પળાય. ૧
વીપ્રયે વીનતાને ના કીધી, સખીયો સાથે ના જાવા દીધી;
અગ્નીહોત્રની સમાપ્તી કરી, નારી સાથે તે બોલ્યો ફરી. ૨
તુજને કરાવું નાગ દરશન, તાહારૂં મન તે થાય પ્રસન;
બ્રાહ્મણ ભોરંગ રૂપ આ લેખ્યું, સુંદરી ચીત્ર તે નાગતું દેખ્યું. ૩
બોલ્યા સ્વામી પીંગળ તેણે ઠાર, આ જો સુંદરી શરપાકાર;
બોલી જુવંતી તેણી જાગ, સ્વામી આતો આળે ચેલો નાગ. ૪
મુને પ્રતક્ષ નાગ દેખાડો, રૂપ શરપતું દ્રષ્ટી પાડો;
તાહારે નીચ્ચે થાય મુજમન, એમ વીનતા તે વદે વચન. ૫
એવો પ્રેમદાનો પ્રેમ જાણી, વીપ્ર પીંગળ બોલ્યો વાણી;
નવ ડરીશહે સ્ત્રીજન, તને દેખાડું નાગનું તન. ૬
નવ કરીશ કોઈ આગળ વાત, વાત કરીશતો મારી ઘાત;
માહારે ગરૂડ સાથે ઘણું વેર, ગરૂડ ખોળતો ફરે ઘેરેઘેર. ૭
ગરૂડ સુણશે તો કરશે ક્રોધ, થાશે વાતમાં વધતો વીરોધ;
એને મારેછે શત્રુંપણું, તુજ આગળ કહું શું ઘણું. ૮
એમ કહી પછી પીગળ ભુપ, પ્રગટ કીધું તે નાગનું રૂપ;
રત્દયે ધ્યાન ધણીનું ધરજે, પ્રતક્ષ નાગનું દરશન કરજે. ૯

કરતી નાગનું દરશન નાર, વીપ્ર પીંગળ બોલ્યો તેણીવાર;
કરતું પુજા કરીને વીધી, નારી નાગની પુજા કીધી. ૧૦
ધુપ દીપ નૈવેદ આરતી, એવી પુજા તાંહા પ્રેમે ધારતી;
માનુંની કેહે સુણો માહારાજ, હુ કૃતારથ થૈ તે આજ. ૧૧
તમો શમરથ છો મુજ સ્વામી, આજ નાગના દરશન પામી;
એવું રૂપ પ્રકાસું છે તમો, નથી જે વાતે શમરથ હમો. ૧૨
વીનતા વીનવે તે વારંવાર, પાછું રૂપ પ્રગટો ભરથાર;
એવું સાંભળી શરપાનુપ, લીધુ બ્રાહ્મણ કેરૂં રૂપ. ૧૩
ફરી બોલ્યો સુંદરીને સાથ, નવ કરીશ કોઈ આગળ વાત;
થાશે વાત કોઈ આગળ ધરણ, માનુની એમાં મારૂં મરણ. ૧૪
ગરૂડ ભયથી હું તુજને કહુંછું, વીપ્રવેશથી છાનો રહું છું;
નીચ્યે ધ્યાનમાં રાખજે નારી, વાત કરીસ નહી વીસ્તારી. ૧૫
એવી વારતા જો કોઈ જાણે, અંત ગરૂડ માહારો આણે;
એમ વાત પરસ્પર કીધી, સુંદરીયે તે સાંભળી લીધી. ૧૬
પછી વીનતા તે બોલી વચન, સ્વામી વાત હું રાખીસ મન;
એમ દીવસ ઘણા ગયા વહી, કોઈ વારતા જાણતું નહી. ૧૭
એક સમે સું થયું તે કામ, મળીમાનુંનીયો એક ઠામ;
કરે હાસ વીનોદની વાત, તાળી લેઈ એક એકને હાથ. ૧૮
પીંગળ પત્નીને એમ કેહેછે, બાઈ આપણાથી અળગી રેહેછે;
એના સ્વામીથી ઘણી ડરેછે, એનો કંથ કહે તેમ કરેછે. ૧૯
પતી નથી દેતો ક્યાંઈ જાવા, નથી આવતી વ્રતમાં નાહાવા;
એમ ધણીના આધીન રેહેછે, માહોમાંહે શૈયેર એમ કેહેછે. ૨૦
પીંગળ પત્નીયે સાંભળી વાત, પછી બોલી તે શૈયેર સાથ;
શ્યાને નીંદા કરોછો માહારી, માહારો સ્વામી છે સમરથ ભારી. ૨૧
તમો સ્નાન દાન વ્રત કરોછો, અભીમાન અધીક ધરોછો;
એવાં વ્રતમી કીધાંછે ત્યાગ, માહારો સ્વામી છે પીંગળનાગ. ૨૨
તેનું પુજન નીત કરૂંછું, ધ્યાન ધણીતણું તે ધરૂંછું;
એવી વીપ્રની નારીયે વાત, શખીયો પ્રતે કહી સાક્ષાત. ૨૩
પ્રેમદા તણી બુધી છે પાની, માટે વાતને કરવી છાની;
સુણી પીંગળનાગની પેર, વીનતા વાતો કરે ઘેરે ઘેર. ૨૪

શેવટ વાત વીનતા સુતે જાણી, આવ્યો સુણીને નામ નીશાણી;
જઈને જુવે તો બ્રાહ્મણ બેઠો, ગરૂડ ભાળીને ઘરમાં પેઠો. ૨૫
બોલ્યો વાણી વીનતા સુત પુરૂટ, અલ્યા હવે કયાં જઈશ દુષ્ટ;
હવે છેદું હું તાહારૂં શીશ, સુઢ કીયે પ્રકારે જીવીશ. ૨૬
મુને છેતરી નાઠો તું નાગ, કરૂં તાહારા સહસ્ત્ર ભાગ;
તાહારૂં બળ વીદ્યા બુધ સુધ, સંભારી કર મુજ સંગ જુધ. ૨૭
એવું સાંભળી પીંગળ ભુપ, કરે જુધ તે વીપ્રને રૂપ;
તાંહાં થયો દારૂણ સંગ્રામ, બેહુનું જબર જોરાવર કામ. ૨૮
પીંગળનાગનું રૂપ તે ધરીયું, ગરૂડ પ્રૌઢ શરીરતાં કરીયું;
મારે ફુફવાડ પીંગળનાગ, મોટા પાહાડ ફાટે તેની જાગ. ૨૯
એવું ઘણું થયુંછે તાહાં જુધ, શેષ નાગ ભુલી જાય સુધ;
જોઈ જુધને નવ રહે ધીર, મલ્લ સુધ કરે બેઉ વીર. ૩૦
એવો સંગ્રામ દારૂણ હોઈ, ભય પામ્યા તે દેવતા જોઈ;
માર ગરૂડનો સહન નવ થાય, પીંગળ નાગ ઘણો અકળાય. ૩૧
ચડી રીશ ગરૂડને ઘણી, પાંખ વડે પાડી નાગફણી;
પાંખ પડી વીનતા સુત કેરી, થઈ બેહુને ઈજા ઘણેરી. ૩૨
પડયો પૃથ્વીપર પીંગળ નાગ, પછે રૂદ્ર આવ્યા તેણી જાગ;
નાગફણી જોઈ શીવ હસ્તા, ફણીંદ નામ ધરીને તાંહા વસ્તા. ૩૩
હવે ગરૂડની પાંખ પડી તે, લીધી તતક્ષણ તેહેની ગડી તે;
પાંખ પૃથ્વીમાં સ્થાપન કીધી, સકળ દેવની સાક્ષી દીધી. ૩૪
ઉપર શીવનું સ્થાપન કરીયું, પક્ષીરાજ એવું નામ ધરીયું;
સદાશીવ એવા પક્ષીરાજ, કરે મનનાં તે પુરણ કાજ. ૩૫
એવું પવીત્ર ક્ષેત્ર તે જોઈ, સીદ્ધ મુની રહ્યાછે આહીં;
લોકના હીતકાર વસેછે, સમય જોઈને દુર ખશેછે. ૩૬
મોક્ષદાયક ક્ષેત્ર છે સારૂં, પ્રેમી જનને તે લાગેછે પ્યારૂં;
પ્રીયે કથા પ્રેમીને લાગે, સુઢ ઉઠીને વેગળો ભાગે. ૩૭
નવ સુણે પુરાણ કથાય, તેનો જનમ તે એળે જાય;
લાભ મનુશ્યા દેહનો જેહ, કથા કીરતન કહીયે તેહ. ૩૮
શ્રધા સહીત તે પુન્યદાન, તજવું તનતણું અભીમાન;
કથા કીરતન નામનો સાર, ભાવે ભજો શ્રોતા નરનાર. ૩૯

**વલણ.**

નરનારી ભાવે ભજો, પક્ષીરાજ માહાદેવરે;
ફણીંદ્ર ફણેશ્વર નામ લેતાં, પાપ જાય તતખેવરે. ૧૨

ઈતીશ્રી બ્રહ્મચરીત્રે, બ્રહ્મપુરાણે, બ્રહ્મક્ષેત્રે, બ્રહ્માભ્રગુ સંવાદે પીંગળ ગરૂડ સંગ્રામો, ફણેશ્વર, પક્ષીરાજ, શીવ સ્થાપન નામ દ્વાદશો અધ્યાય. ॥ ૧૨ ॥

## શ્લોક.

**किंदशंभो कृतंयुद्धं पिंगळे नगरूत्मता ।**
**तत्सर्वं श्रोतुमिछामि पितर्मां कथयाधुना ॥ १ ॥**

**રાગ રામગ્રી.**

વળી વળી પુછે ભ્રગુ તતખેવજી, કથા કેહો પીતા મહદેવજી;
શ્રવણ કરવા ઈછા મંન ઘણેરીજી, કથા ગરૂડ પીંગળકેરીજી.

**રાગ ગોડીગુર્જરી.**

પછી બ્રહ્મા ભ્રગુ સુવ દેજો, વરણવ શાંભળ પુત્ર તું રૂદેજો;
જુધ ગરૂડ પીંગળ કેરૂંજો, થયું માંહોમાંહે ઘણેરૂંજો. ૧
ઘણો ગરૂડકેરો માર જો, નાંહી સહંન થયો તેણી વારજો;
થયો ગરૂડ થીક્ષીણ નાગજો, નવ ફાવ્યો પીંગળનો લાગજો ૨
પીડયા પાંમી પ્રથવીપર પડીયો જો, કરી ક્રોધ ગરૂડ ગડગડીયો જો;
વળી બોલ્યો વચંન વીખ્યાત જો, ઉઠી જુધ કરો મુજસાથ જો. ૩
એવું વચન સુણી તેહેની જાગજો, વળી વીફરયો પીંગળ નાગજો;
કીધું જુધ પીંગળ ઘણી વાર જો, શેવટ પાંમ્યો ગરૂડથી હાર જો. ૪
મલ્લ જુધ બેહુનું થયું તાંહેજો, પીંગળ પડયો ત્રીવેણી માંહેજો;
કરશું ત્રીવેણીશંગમ સ્નાન જો ઉત્તમ શાધંનનું ધરીશું ધ્યાનજો. ૫
કીધો સુધ્ધ વીશે દેહ ત્યાગ જો, પડયો ગંગામાં પીંગળ નાગજો;
શંગમ ત્રીવેણી તીરથપ્રતાપ જો, ટળ્યો શકળ મંનનો સંતાપજો. ૬
સ્નાંન કરતાંમાં પીંગળ રૂપ જો, પોતે પામ્યો તે દીવ્ય સ્વરૂપ જો;
ચતુરભુજ થયો તેણી જાગજો, નવ દીશે તે પીંગળ નામ જો. ૭
વીશ્ણુરૂપ થયો તતખેવ જો, જાણે દીસે દેવાધી દેવ જો;
એવું દીવ્ય વીશણું રૂપ જોઈ જો, વીનતા શું તે તે સુધબુધ ખોઈ જો. ૮
કર જોડીને બોલ્યો વચંન જો, સ્વાંમી રોશના રાખશો મંન જો;
કોટી અપ્રાધ ક્ષેમા કરજો જો, સ્વાંમી મેહેર માહારાપર ધરજો. ૯

તમાંસાથે મી ઘણું યુધ્ધ કરીયું જો, પ્રભુ ઉલટું કરમ આચરીયું જો ;
તમો ઈહાં આવ્યા શા શારૂ જો, જોઈ પ્રશંન થયું મંન માહારૂં જો. ૧૦
દીવ્યરૂપ બોલ્યો શાક્ષાત જો, કીધો વીચાર મીં મંનસાથ જો ;
વીશ્ણું લોકમાં જાવું છે માહારે જો, માટે પાશ આવ્યો છું હું તાહારેજો ૧૧
એવાં સુણી દીવ્યરૂપ વચંન જો, ગરૂડ આંણંદ પામ્યો તે મંન જો ,
પીંગળ દીવ્યરૂપ તેણી વારજો, ગરૂડપર થયો તે સ્વાર જો. ૧૨
ટળ્યો શરપ તે રૂપનો શોકજો, પીંગળ પામ્યો તે વીશ્ણું લોક જો ;
એવો તીરથ તણો પ્રતાપ જો. શરપરૂપી તે છુટયો પાપ જો. ૧૩
નાગ પામ્યો તે વીશ્ણુંનું ધાંમ જો, કીધી કરૂણા શ્રીકેશવરામ જો ;
બ્રહ્મા કહે એ દીનથી રૂશીરાય જો, નાગ ધરો તે નામ કહેવાય જો. ૧૪
સંગમ ત્રીવેણીનો છે તાંહેજો, ભ્રગુ નીશ્ચે માનો મન માંહેજો ;
એવું તીરથ નજરે ભાળોજો, ભ્રગુ દોશ જઈને તાંહાં ટાળોજો. ૧૫
તાંહાં છે ગંગાજળ પાવન જો, જોવએ ક્ષેત્રમાં સુનીજન જો ;
તાંહાં પાપ પુત્ર તુજ જાશે જો, દરશનથી દોશ નીરવાણ થાશે જો. ૧૬
કરશે જે કોઈ તાંહાં પુન્ય દાન જો, વળી ત્રીવેણી સંગમ સ્નાનજો ;
પુન્યમેરૂના સમતુલ્ય થાય જો, કોટી પ્રાચીતથી સુકાયજો. ૧૭
થાય સકળ પુરણ કામ જો, અંતે પામે તે ભગવત ધામ જો ;
નાગ ધરામાં શ્રાધ કરેછે જો, તેના પીત્રી તે નીશ્ચે તરેછે જો. ૧૮
કોટી પ્રાચીતથી સુકાય જો, પીત્રીતણી તાંહાં શદગતી થાય જો ;
ગંગા ગોમતી યમુના શમ જળ જો, વશે શીધ્ધ સુની તે સ્થળજો. ૧૯
રૂશી પત્નીયો કરેછે તાંહાં સ્નાન જો, સુનો બેઠા ધરીને ધ્યાનજો,
સીધ્ધચારણ કીનર જેહજો, આવી શેવેછે તીરથ તેહ જો. ૨૦
એ છે પવીત્ર તીરથ ભારી જો, આવી વશ્યા શંકર ત્રીપુરારી જો ;
ફણેશ્વર વળી પક્ષી રાજ જો, નામ લેતાં સુફળ થાય કાજ જો. ૨૧
એવા શીવ વસેછે તાંહિ જો, તીરથ ભારી બ્રહ્મક્ષેત્ર માંહે જો ;
એવું સુણી બોલ્યા સુનીજન જો, પીતા શાંતી કરો મુજ મનજો. ૨૨
કહો વરણવ મુજને આજ જો, શીવ સુણ્યા નથી પક્ષી રાજ જો ;
મુને સંભળાવો તતએવ જો, માહાત્મ પક્ષીરાજ માહાદેવ જો. ૨૩
પક્ષીરાજના સ્થળમાં શું થયું જો, તેમાં પ્રાચીત કોનું ગયું જો ;
મુને સંભળાવો હે પીતાય જો, પક્ષીરાજ માહાત્મ મહીમાય જો. ૨૪

પક્ષીરાજ શંકરનું નામ જે, નથી સાંભળીયું કોઈ ઠામ જે;
માટે કહો વીસ્તારી વાત જે, મુજ સંશય ટાળો હે તાત જે. ૨૫
એમ બોલ્યા ભ્રગુ મુની જન જે, શ્રોતા સાંભળજો સહુ મન જે;
એમ બ્રહ્મા ભ્રગુનો સંવાદ જે, સુણતાં ઉપજે મન ઉલાદ જે. ૨૬
નેહે નીરખોને તીરથ નેત્ર જે, બ્રહ્માની ખેડચ જાણો બ્રહ્મક્ષેત્ર જે;
નાગધરામાં જે જન નાહાશે જે. તેના પાપ તે પ્રલે થાશે જે. ૨૭
ત્યાંહાં સંગમ ત્રીવેણી ગંગાજે, ત્રેણ શરીતાનો છે સંગા જે;
જેથી ટળે સકળ સંતાપ જે, પ્રાણી પવીત્રપણું પામે આપ જે. ૨૮

**વલણ.**

પવીત્ર પામે પ્રાણી ઘણું, થાય નીરમળ સુધ શરીરરે;
સુણતાં સંકટ દુર થશે, ભકતી પામે જદુ વીરરે. ૧૩

ઈતીશ્રી બ્રહ્મચરીત્રે, બ્રહ્મપુરાણે, બ્રહ્મક્ષેત્રે, બ્રહ્માભ્રગુ સંવાદે પીંગળનાગ દીવ્ય સ્વરૂપ, વીશણું લોક ગછનંઃ નાગધરા નામ ધારણંનામ ત્રયોદશો અધ્યાય. ॥૧૩॥

# શ્લોકઃ

शृणुपुत्रप्रवक्ष्यामि पक्षिराजमाहात्मनः ॥
तिर्थमहत्त्वपापभंजनानांमुक्तिदायकं ॥ १ ॥

## રાગ રામગ્રી.

વળી વળી ભ્રગુ બ્રહ્માને પુછેજી, પક્ષીરાજનું માહાત્મ તે સુંછેજી;
કોનું પાપ ગયું તે ઠારજી, મુને સંભળાવો કરી વીસ્તારજી.

## રાગ ઢાળ.

એવાં ભ્રગુનાં વચન સુણીને, બોલીયા બ્રહ્મરાય;
સાંભળ પુત્ર ચીત ધરીને, પ્રાચીત ગયાની કથાય. ૧
સંદેહ ટાળું મન તણો તે, સાંભળો મુનીજન;
પાંચ તે પાંડવ પુરણ ભકત, તે મધેના અરજુન. ૨
અરજુનનો અભીમન્યું થયો, વળી તેનો પરીક્ષતરાય;
તેહેનો પુત્ર જનમેજય રાજા, સાંભળ તેહેની કથાય. ૩
હવે એકસમે સું નીપન્યું. તે સુણજો શ્રોતાજન;
સુર્યવંશી ઉતપન્ન થયા, એવા જનમેજય રાજન. ૪
તે પ્રથવી વીશે રાજ કરતો, ન્યાય સાસ્ત્રની રીત;
ધરમ વીશે તતપર ઘણો, વળી પ્રજાપર બહુ પ્રીત. ૫

ધરમ ધોરંધર ધીર ઘણોને, ગોબ્રાહ્મણ પ્રતીપાલ;
સત ચાલે સત વાદીયો, રાખે સકળની સંભાળ. ૬
વીપ્ર તણાં બહું પોશણ કરતો, જે માગે તે આપે;
ધનવીના કોઈ દુખી નહી, દુખી હોયે તો દારીદ્ર કાપે. ૭
નીતી પ્રમાણે પ્રજા સહું ચાલે, પાપ કોઈ નવજાણે;
એવુંછે પુરશોહાંમણું, કથા કીરતન નીત વખાણે. ૮
આણંદ ઓછવ અતી ઘણો, પ્રજા પ્રેમે પુરશોતમ પુજે;
જળ માગ્યું આપે મેઘરાજા, ત્રીકાળ ધેનુ દુજે. ૯
એવું જનમેજય રાજ કરતા, શતી શીરોમણ નાર;
હવે એક શમે શતીને થયોછે, શોક અપરંપાર. ૧૦
પછી સ્વામીને પ્રતે શતી કહે, ગયું ઉતરી અબળાનું સુખ;
સુણો પતી હુ પુત્રવીના, એ મોટુ મુજને દુખ. ૧૧
માટે સ્વામી તમો સાંભળો, મુજ અબળા કેરૂં વચન;
ઉપાય સ્વામી એવો કરો જે, પ્રજા થાય ઉતપન્ન. ૧૨
એમ અબળા આતુરતા જાણી, જનમેજય રાજન;
રાજ તજીને ચાલીયા પોતે, ગયા તેવન ઘહન. ૧૩
જ્યાંહાં વેહે ગંગા ગોમતી, ત્યાંહાં ગોઊતમનો આશ્રમ;
ગોઉતમાદીક ઘણા તે મુની, વેદ ભણંતા બ્રહ્મ. ૧૪
વારંવાર ડંડવત કરીને, બોલ્યા તે વીનય વચન;
હે મુની શ્યા પાપે કરી, માહારે પ્રજા નહી ઉતપન્ન. ૧૫
વેદશાસ્ત્ર પુરાણ જોયા. શોધી કાહાડયો મુની મરમ;
જનમેજય સાથે બોલીયા, ગોઊતમાદીક ઋખી બ્રહ્મ. ૧૬
વીપ્ર વીચારી વાણી વદે, તું સાંભળ જનમેજયરાય;
પુરવ તણા પાપે કરી, તારે પ્રજા ઉત્પન્ન નવ થાય. ૧૭
વળતા જનમેજય બોલીયા, મુની સાંભળ જો સહુ આપ;
પુરવ જનમ હું કુણ હતો, ને સુ કીધું મીં પાપ. ૧૮
મુની મંડળ સહુ બોલીયા, રાજા પ્રશ્ન પુછયુ તે તો ઠીક;
પુરવ જનમમાં તું હતો, સુણ વૈશ્ય જાત વણીક. ૧૯
વણજ વેપાર કરતો ઘણો, પાળે કુટુંબ પોતાની પ્રજાય;
એક દીન વણીક વેપાર અરથે, પરગાંમ પોતે જાય. ૨૦
ચાલ્યો જાય મારગ વાણીયો, ત્યાંહાં આવ્યું માહા એકવન;
ક્ષુધા તે લાગી અતી ઘણી, ત્રશ્યા થકી તે તરફડે તન. ૨૧

તે વનમાં એક કુંપ આવ્યો, સુણ જનમેજય વાણી;
વણીક કુંપ ઊપર ગયો તે, પીવા કારણ પાણી. ૨૨
કુંપ ઉપર જૈ નજર કરેતો, નવ મળે જળનું નામ;
વણીક ત્યાંહાંથી ચાલીયો, નીરાશ થૈઈ તેણે ઠામ. ૨૩
વણીક ત્યાંહાંથી આગળ ગયો, ક્ષુધા ત્રસાથી ક્ષીણ બળ;
એવે તાહાં આશ્રમ આવીયો, તાહાં જાજુ ભરેલુ જળ. ૨૪
જળ જોઈ જીવ પ્રશન્ન થયો, જળ પીવા કારણ જાય;
તે ઠેકાણે પાણી પીવા, એક તરશી તે આવી ગાય. ૨૫
ગાય પછવાડે વાછડી, બેહુ આવ્યાં તે પીવા પાણી;
વણીક વીચારયું મનવીશે, જળ ડોળી કરે ધુળધાણી. ૨૬
પાપી ચંડાળ તે વાણીયો, તેને મતતે ઉપની માઠી;
ક્રોધ કરી તેણે કાઠી મારી, ગાય ત્યાંહાંથી નાઠી. ૨૭
પછી ગૌ ગઈ જળ પીધાવીના, દુષ્ટ કામ એવું કીધું;
પછે પ્રવેશો જળવીશે, તે પાપીયે પાણી પીધું. ૨૮
ગૌવચ્છ ગયાં પાણી પીધાવીના, દેહનો ત્યાગ તાં કીધો;
તે વેળાયે વણીક પુત્રને, શ્રાપ તે ગાયે દીધો. ૨૯
તરશે તે તરફડી મુવાં હમો, દુષ્ટ તુજને નવ આવી દયાય;
પાપી દુષ્ટ ચંડાળ તાહારો, વંશ વ્રધી નવ થાય. ૩૦
એવો શ્રાપ ગૌ દીધો વણીકને, સુણ જનમેજય રાય;
તે પુરવના પાપ થકી, તાહારે પ્રજા ઉત્પન્ન નવથાય. ૩૧
વળતા જનમેજય બોલીયા, સહું સાંભળો મુનીરાજ;
કયાં જાઊને હું સું કરૂં તો, સુફળ થાય મુજ કાજ. ૩૨
તાહારે મુનીવર બોલીયા, સુણ રાજા વચન વીખ્યાત;
જાંબુ દ્વીપ ભરતખંડમાં, નાની મારવાડ દેશ ગુજરાત. ૩૩
બ્રહ્મક્ષેત્ર આ ખેડય બ્રહ્માની, ત્યાંહાં પક્ષીરાજ માહાદેવ;
ત્રીવેણી તણો સંગમ છે, રાજા ત્યાંહાં જાતું તતખેવ. ૩૪
ત્યાંહાં જૈ શીવની ભક્તી કરજે, જે સદાશીવ ભગવાન;
ત્રુસ્ટમાં ન થાશે તુજને, શીવ આપશે સંતાન. ૩૫
એવું સુણીને રાજા ઉઠયો, નમ્યો મુનીયાને પાય;
ઋષી સકળ સંતોષ્યીયા, પછી રાજા ભુવનપેં જાય. ૩૬
ભુવન આવ્યો ભુપતી, સાથે સૈન્યા તે લીધી સકળ;
પત્ની પોતાની પ્રેમથી સાથે, લીધી પ્રજા પુરદળ. ૩૭

સંગ ચાલ્યો જેમ ગોધાવરી, તેમ ચાલ્યાં સકળ નરનાર ;
થોડા દીવસમાં આવીયાં, બ્રહ્મક્ષેત્ર ખેડચ મોઝાર. ૩૮
પક્ષીરાજનુ તે પુજન કીધું, ત્રીવેણી સંગમ સ્નાન ;
બ્રહ્મભોજન કરી વીપ્ર સંતોષ્યા, આપ્યાં દક્ષણા દાન. ૩૯
વીધીયે કરીને પુજન કીધુ, પક્ષીરાજ માહાદેવ ;
પક્ષીરાજ પ્રસન્ન થૈ ને, બોલીયા તતખેવ. ૪૦
જનમેજય રાજા વર આપુ તને, દુખ તાહારૂં જાશે ;
પાપ પુરવનું ટળી ગયું, હવે પુત્ર તે તાહારે થાશે. ૪૧
તે વર પામીને ભુવન આવ્યો, નીરમળ રાખી મન ;
નીત નીત કથા કીરતન ઓછવ, ભાવતાં બ્રહ્મભોજન. ૪૨
થોડે દીને પછી પુત્ર થયો, પક્ષીરાજ શંકરના પ્રતાપ ;
એવું તીરથ છે બ્રહ્મક્ષેત્રનું, છુટે તે પ્રાણીનું પાપ. ૪૩

**વલણ.**

પાપ છુટે તે પ્રાણી તણું, તાંહાં તું જાજે તનરે ;
હવે શીવની ઈતીહાસ પુરાતન કથા, કહુ તે ધરજે મનરે. ૧૪

ઈતીશ્રી બ્રહ્મચરીત્રે બ્રહ્મપુરાણે બ્રહ્મક્ષેત્રે બ્રહ્માભ્રગુ સંવાદે, જનમેજય રાજા પુરવ પાપ નીવારણં, પક્ષીરાજ વરદાનં, જનમેજય પુત્ર ઉતપન્ન, ઇછાઇ નામ ચતુરદશો અધ્યાયઃ ॥ ૧૪ ॥

**श्लोकः**

पक्षिराजस्यतिर्थंहिवक्ष्यामितवपुत्रक ॥
पक्षिराजंशिवंदृष्ट्वामुच्यतेकोटिपातकात् ॥ १ ॥

**રાગ રામગ્રી.**

વળી વળી બોલીઆ બ્રહ્મભ્રગુ ઋષીજી, પીતા કથા કહો થૈ ખુશીજી ;
બ્રહ્મક્ષેત્રની કથા પવીત્રજી, શદગતી પામે જેમાપીત્રજી.

**રાગ મારૂ.**

એવું વચન સુણી બ્રહ્મરાય, બોલ્યા સાંભળ પુત્ર કથાય ;
પક્ષીરાજ સંકરનું નામ, સુણતાં સુફળ થાયે સહુ કામ. ૧
નેહે દરશન કરશે નરનાર, તેનું પ્રાચીત જાય નીરધાર ;
શ્રવણ નક્ષત્ર શ્રાવણ માશ, વ્યતીપાત તે યોગ પ્રકાશ. ૨

શીવ પક્ષીરાજવાડી માંહે, શતી શીતા કુંડછે જાહે;
બ્રહ્મભોજન કરે તેણે ઠાર, કોટી ફળ પામે નીરધાર. ૩
વળી થૈ પોતે મનમાં મગ્ન, કરશે તીરથમાં જે કોઈ યજ્ઞ;
કરે દેવતા લોકમાં આનંદ, છુટે મોહ માયાનો ફંદ. ૪
કરશે ત્રીવેણી શંગમ સ્નાન, શ્રદ્ધા સહીત કરે પુન્યદાંન;
તેહેનાં પ્રાચીત પ્રલે થાય, કોટી પાપ થકી તે મુકાય. ૫
શ્રાધાદીક કરેછે તે ઠામ, પીત્રી પામે તે પુરણ ધામ;
અવગતીની સદગતી થાય, એવો તીરથ તણો મહીમાય. ૬
શીવ શંકર પારવતી પ્રમાદ, બ્રહ્માબ્રગુ તણોછે સંવાદ;
શૌનક પ્રતે તે સુત પુરાંણી, કહી કથા વરણવ વખાણી. ૭
વીપ્ર કહે વીરંચી સુવાત, આગળ કથા કહો મુને તાત;
પીતા કહો વીસ્તારીને સત, કોના પીત્રીની થૈ સદગત. ૮
પીતા અન્ય કોનું ગયું પાપ, કોનો ટલ્યો સકળ સંતાપ;
મુને સંભળાવો તતખેવ, સુણવા ઈછું પીતા બ્રહ્મદેવ. ૯
એવું સાંભળીને બ્રહ્મરાય, બોલ્યા સાંભળ પુત્ર કથાય;
કથા ઈતીહાસ પુરાતન, સુણતાં વેગળુ જાય વીઘન. ૧૦
એવું વદે વીરંચી વચન, હવે વરણવ સુણો મુની જન;
કહું કથા તે રૂડીપેર, અવંતી નગ્રી જે ઉજ્જણ શેહેર. ૧૧
એક વીપ્ર વશે ઘાતકી, ભગ્ની ગામી ઘણો પાતકી;
તે પણ તીરથ તણો પ્રતાપ, છુટી ગયો ઘણેરૂં પાપ. ૧૨
કીધું ત્રીવેણી સંગમ સ્નાન, છુટયો પ્રાચીતને સુણકાન;
વળી પક્ષીરાજ માહાદેવ, તેની ભક્તી કીધી તતખેવ. ૧૩
વીધી વડે પુજ્યા શીવરાય, સ્નાન દાન કીધાં જે શ્રધાય;
છુટયું ભગ્ની ગામીનું કરમ, દેવલોક તે પામ્યો બ્રહ્મ. ૧૪
ભગ્ની ગામી થકી તેવીશોક, પીત્રીયે તજાવ્યો પીત્રી લોક;
તે પણ તીરથ તણો પ્રતાપ, પીત્રી લોકને પામ્યો તે આપ. ૧૫
એવા શંકર તીરથ પક્ષીરાજ, બ્રગુ કહ્યું મી તુજને આજ;
સુણતાં શંકષ્ટ જાય દુર, પ્રેમે ભક્તી પામે ભરપુર. ૧૬
એવું સાંભળી કહે મુનીજન, પીતા આતો કૌતક વચન;
બ્રાહ્મણ કેમ થયો ભગ્નીગામી, કેમ દ્રશ્ટી તે કીધી હરામી. ૧૭
એવું કરમ ના કરે કોઈ ચંડાળ, કેમ કીધું બ્રાહ્મણને બાળ;
આતો પરમ કૌતક કેહેવાય, મુને સંભળાવો બ્રહ્મ પીવાય. ૧૮

બળતાં વીરેચી બોલ્યા વાણ, સુણ પુત્રતું ચતુરસુજાણ;
ઉજણ નગરી અવંતીકા નામ, શ્રુતદેવ વીપ્ર તેણે ઠામ. ૧૯
પતીવ્રતા પોતાની નાર, કરેશ્રુત દેવ વેદ ઉચાર;
સારૂં ચાલેછ તે ઘરસુત્ર, પછી તેને થયો એક પુત્ર. ૨૦
પુત્રી જનમી તે બીજીવાર, નરનારીને હરખ અપાર;
થયું પુત્રીને વરશ જ્યાંહાં એક, હવે નવ ટળે લખ્યા જે લેખ. ૨૧
હવે એક શમે તેણે ઠાર, પુત્ર રમવા ગયો હતો બાહાર;
એક ઘરમાં તે ગૌરી ગાય, તેનું પય કાહાડયું અબળાય. ૨૨
દોહી દુધ મેલ્યું એક જાગ, આવી બોટણ કીધુ તાંહાં નાગ;
નરનારી જાણે નહી વાત, નવ ટલે તે લેખવી ઘાત. ૨૩
પડી પયમાં તે શરપની ગળ, આવી બણી હસે એવી પળ;
નરનારી તે પાધુ દુધ, નવ રહી તે શરીરની સુધ. ૨૪
ગળપયમાં પડી સરપ તણી, પીધુ દુધ તે આવી બણી;
પામ્યા મરણ બેહુ નરનાર, પુત્ર પુત્રી રૂવેછે અપાર. ૨૫
જોઈ કરૂણા તે ઊપને મન, એવું બે બાળકનું રૂદન;
એવુ રૂદન સાંભળું જાહે, ગામના બ્રાહ્મણ આવ્યા તાંહે. ૨૬
બેહુને ધીરજ આપી અપાર, શબ બેહુના લીધા તેણીવાર;
દેહ સંસ્કાર કીધો તે ઠામ, અકાળ મ્રત્યુ તે તેહેનું નામ. ૨૭
પ્રેતયોની પામ્યાં નરનાર, તેહનો આગે થાશે ઊધ્ધાર;
સરવ બ્રાહ્મણ ગયા તે ઘેરે, તારપછી સો ઉપનીપેરે. ૨૮
સમંધીયે તે લીધી સંભાળ, ઉતર ક્રીયા કરી તતકાળ;
ભાઈ બેહેન કરે બહુ શોક, આવા સમજાવે ગામનું લોક. ૨૯
થોડા ઘણા ગયા હસે દીન, પછી પુત્રીને થયુ વીઘન;
પુત્રી સ્નાન કરવા શરીરતાય, તાંહાં કૌતક મોટું થાય. ૩૦
આવ્યું નદી ઔચીંતાનું પાણી, પુરવી શેતે પુત્રી તણાંણી;
ભાઈ સુણી તે બેહેનની વાત, બહુ કરવા માંડયો કલ્પાંત. ૩૧
પછી ગયો દેશાવર દુર, એક નગ્રતે નવીન પુર;
પેલી કન્યા કોઈ બ્રાહ્મણે ભાલી, કાહાડી બાહાર પુત્રીસમ પાલી. ૩૨
ઉશરી કન્યા બ્રાહ્મણને ઘેરે, હવે કહું તે પુત્રની પેરે;
પુત્ર ગયો દેશાવરજ્યાહે, બ્રાહ્મણ ફરતો તે ભોમીને માંહે. ૩૩
વીપ્ર વીદ્યા ભણવાની પેરે, આવ્યો પેલા બ્રાહ્મણને ઘેરે;
કર જોડીને લાગ્યો પાય, સ્વામી ભણાવો મુજને વીદ્યાય. ૩૪

એવા સુણી બાળકના વચન, વીપ્ર વદેછે સાંભળતન;
ભાવર્પીયા સુખે મુજ પાશે, રૂડો કરો ને વીદ્યા અભ્યાશે. ૩૫
બુદ્ધિમાન રહ્યો તેણે ઠામ, તારપછી થયું શું કામ;
પુત્રી પાળી હતી મુની જ્યાંહિ, રેહેછે બેહુજણ તે ઘરમાંહિ. ૩૬
ઘણા દીન રહ્યો તણે ઠાર, ભણ્યો વીદ્યા તે અપરમપાર;
પછી મુલખ જાવા મન થાય, માગી ગુરૂ તણી આજ્ઞાય. ૩૭
પછી મુનીયે વીચારયું મન, બ્રાહ્મણ તણો છે પુત્રરતન;
પુત્રી કયાં લગે મોટી થાય, માટે પરણાવી દીયું આ કન્યાય. ૩૮
વીચારથીને કરી સહુ વાત, મુજ પુત્રી પરણો સાક્ષાત;
થયા વીચારથી મુની મગ્ન, તતક્ષણ લીધું ત્યાંહાં લગ્ન. ૩૯
થયો ચોરીમાં હસ્ત મેલાપ, નથી કોઈ તણે મન પાપ;
બોલ્યા ભ્રગુ બ્રહ્માની સાથ, જાણી કેમ ભાઈ બેનની વાત. ૪૦
તારે વદે વીરંચી ત્યાંહાં વાણ, સાંભળ પુત્ર કરૂં તને જાણ;
હસ્ત મેલાપ થયો જેવાર, થયો અધરમ અપરંપાર. ૪૧
આતો વાત થૈ તે વીનાશ, એવી વાણીતે થૈ આકાશ;
લેખે ચતુરાઈ સકળ સુકાઈ, આતો પરણેછે બેનને ભાઈ. ૪૨
એવી વાણી સુણીને આકાશ, સહુને મનમાં તે ઉપન્યો ત્રાસ;
બુદ્ધિમાન બોલ્યો ગુરૂસાથ, સ્વામી આ તે સુ અનરથ વાત. ૪૩
માહારી ભગ્ની તમારી તન, એતો શી રીતી થૈ ઉત્પન્ન;
તારે બોલ્યા ગુરૂ મુખ વાણી, આવી કન્યા નદીમાં તણાણી. ૪૪
એવાં સુણી મુનીનાં વચન, ત્રાસ ઉપન્યો નીચ્યે થયું મન;
સાચાં મલ્યાં તે સગળાં ચેન, નકી તણાંણી એમુજ બેહેન. ૪૫
નીચ્યે થયું બુદ્ધિમાન બ્રહ્મ, આ તો બેહુ અતીશે ક્રમ;
મનમાં પ્રગટયું તે દુખ અપાર, ત્યાંહેકરી ચાલ્યો તેણીવાર. ૪૬
ઘણાં ફરતો તે તીરથ આપ, ફરે કરવા નીવારણ પાપ;
એક મુની મલ્યા તેણીવાર, કહ્યું જા બ્રહ્મક્ષેત્ર મોઝાર. ૪૭
નમસ્કાર મુનીને કીધા, બ્રહ્મક્ષેત્રનો મારગ લીધો;
કરૂં ત્રીવેણી સંગમ સ્નાન, પક્ષીરાજનું ધરીયુ ધ્યાન; ૪૮
વીધી કરીને પુજ્યા માહાદેવ, દોશ નીવારણ થયો તતખેવ;
પ્રેતયોની પામ્યાં માબાપ પામ્યા સદગતી તીરથ પ્રતાપ. ૪૯
ભગ્ની ગાંમીનું કહ્યું વ્રતાંત, ભ્રગુ સુણીને પામ્યા તે શાંત;
એવા સમરથ શંકર પક્ષીરાજ, નામ લેતાં સુફળ થાય કાજ. ૫૦

સુણે પક્ષીરાજ માહાત્મ જેહ, થાય પવીત્ર પાવન તેહ;
સુણી માહાત્મ કરશે પુન્યદાન, તેને સાહે શંકર ભગવાન. ૫૧
એમ ઘણાનું કારજ શીધું, સંક્ષેપ માત્ર મેં વરણ કીધુ;
શ્રોતા સુણો થૈને સાવધાંન, માહાત્મ સુણી કરજો પુન્યદાન. ૫૨

**વલણ.**

પુન્ય કરે પ્રીતી વડે, પાપના તાપથી મુકાયરે;
શેવા કરતાં પક્ષીરાજની, દોશ નીવારણ થાયરે. ૧૫

ઈતીશ્રી બ્રહ્મચરીત્રે બ્રહ્મપુરાણે બ્રહ્મક્ષેત્રે બ્રહ્માભ્રગુ સંવાદે પક્ષીરાજ માહાત્મ બગ્રીગાંમી બુધીમાંન, દોશ નીવારણં નામ પંચદશ્યો અધ્યાયઃ ॥ ૧૫ ॥

## श्लोकः

फणिश्वरस्यत्वंदेव.महात्म्यंकथयाधुना ॥
किंफळंतस्यतिर्थस्यकस्याभूत्तीर्थजंफळं ॥१॥

**રાગ રામગ્રી.**

વળી વળી પુછે ભ્રગુ તતખેવજી, માહાત્મ કહો ફણેશ્વર માહાદેવજી;
પ્રાચીત કોનું એ તીરથમાં ગયુંજી, પ્રાપત ઐશ્વરય કોને થયુંજી.

**રાગ શોરઠ.**

ફણીંદ્ર ફણેશ્વર માહાત્મ્ય સાંભળોરે— ટેક.
એવું વચન સુણીને બોલીયારે, ભ્રગુપ્રતે પ્રજાપત દેવ;
સાંભળ પુત્ર હું પ્રીછવું પ્રીતથીરે, સુણતાં પાપ ટળે તતખેવ. ફણીંદ્ર૦ ૧
બોલ્યા પારવતી પ્રતે શીવજીરે, સુત પુરાણી શૌનક સાથ;
તે કથા સુણતા તે સંકસ્ટ દુર પળેરે, મન થાય ઘણું રળીયાત. ફણીંદ્ર૦ ૨
વળતા વીરંચી વાણી ઓચરેરે, ભ્રગુ સાંભળ બ્રહ્મચરીત્ર;
નામ લેતાં શ્રી શીતાપતીનાથનુંરે, પ્રાણી પળમાં તે થાયે પવીત્ર. ફણીંદ્ર૦ ૩
હવે એક સમે સુ નીપન્યુંરે, મુની સાંભળ કહું આ ઠામ;
અવધપુરમાં અવીનાશી અવતર્યારે, કૌશલ્યા દશરથસુત રામ. ફણીંદ્ર૦ ૪
વીસ્વામીત્ર યજ્ઞની રક્ષા કરીરે, પછી પરણ્યા તે જાનકી નાથ;
પરણ્યા પછી ઘેરે આવીને વન ગયારે, રામ લક્ષમણ સીતાસાથ. ફણીંદ્ર૦ ૫
ચીત્રકોટ ડંડકારણ્ય આવીયારે, ઘણા વશે નીશાચરત્યાંહે;
પાવન પંચવટી રામ ચરણથીરે, એક મઢુલી કરી વનમાંહે. ફણીંદ્ર૦ ૬

પછી મ્રગ આવ્યો એક કારમોરે, હઠ લીધી સીતા તેણીવાર ;
મ્રગને મારવા રામજી ચાલીયારે, ધનુષ બાણ ધરયાં હથીયાર. કણીંદ૰ ૭
મુકયા આશ્રમ વીશે લક્ષ્મણરે, ભાઈ સાચવજો આધરણ ;
કઠીણ વચનથી લક્ષમણજી ગયારે, દશાનન કીધુ સીતા હરણ. કણીંદ૰ ૮
રામ લક્ષમણ બે ચાલ્યા શોધવારે, આવ્યા જટાયુ પાશે શ્રીરામ ;
સદ્દગતી આપી જટાયું ગ્રધ્રનેરે, ઉતરક્રીયા કીધી તેણે ઠામ. કણીંદ૰ ૯
પછી વીલાપ કરતા આગળ ગયારે, ફરતા જોતા તે જંગલ રાન ;
કીસ્કંધા પાશે છે પંપા સરોવરરે, ત્યાંહાં ભેટ થે હનુમાન. કણીંદ૰ ૧૦
બળ પ્રાક્રમ જોયુંતાં બજરંગેરે, પછી આવીને નમીયો પાય ;
રામજીએ વાત કહી સીતાહરણનીરે, પછી સુગ્રીવ આશ્રમ જાય. કણીંદ૰ ૧૧
વરયા રામ રશીમુખ પરવતેરે, કરી મૈત્રી સુગ્રીવને સાથ ;
અષ્ટાદશ પદમ કરયું શૈન્ય એકઠુંરે, તેતો જીતવા લંકાનાથ. કણીંદ૰ ૧૨
મોકલ્યા સુધ લેવા શીતા તણીરે, બજરંગ માહાબળ વીર ;
સમુદ્ર ઓલંઘીને હનુમાનજી ગયારે, રામ પ્રતાપે રણધીર. કણીંદ૰ ૧૩
રાખ્યાં રાવણ અશોકવન જાનકીરે, ત્યાંહા ગયા તે વાયુ કુમાર ;
બેહુ કર જોડી અંજનીસુત બોલીયારે, માતા કુંણ લાવ્યું આઠાર. કણીંદ૰ ૧૪
પછી સીતાયે વાત સકળ કહીરે, વળતા બોલ્યા તે માહાબળવીર ;
ધીરજ રાખજો માતાજી મન વીશેરે, કાલ આવશે શ્રીરઘુવીર. કણીંદ૰ ૧૫
માગી આજ્ઞાને વન ઉજાડીયુરે, વળી પ્રજાળ્યું લંકા ગામ ;
સતી આજ્ઞા લેઈ શીઘ્ર કરી ચાલીયોરે, આવી પોચો વશે શ્રીરામ. કણીં૰૧૬
સમાચાર કહ્યા સહુ વરણવીરે, પછી ચડીયા તે લક્ષમણ રામ ;
સૈન્ય સમુદ્રને કાંઠડે આવીયુરે, રાવણ સાથે કરવા સંગ્રામ. કણીંદ૰ ૧૭
સકળ શીંધુને તીરે આવીયારે, અડાર પદમ સૈન્યા તતખેવ ;
સમુદ્રને તીરે સીવનું સ્થાપન કરયુંરે, શેતુંબંધ રામેશ્વર માહાદેવ. કણીંદ૰ ૧૮
રીંછ મરકટ કપી ઉછળેરે, બાંધી પાણીપર પથરપાળ ;
રામ નામ મંત્ર થકી તો પથર તરારે, ઉતરયા સુવેલુ એ તતકાળ. કણીંદ૰ ૧૯
એવી નીરમળ કીરતી વીસ્તરીરે, રામ ગયા લંકાગડમોંજાર ;
યુદ્ધ કીધું જગદીશે અસુરસું, મારા રાક્ષસ અપરમપાર. કણીંદ૰ ૨૦
રાવણ કુંભકરણ ઈંદ્રજીતનેરે, અન્ય રાક્ષસ મારા અપાર ;
લંકાનું રાજ વીભીષણને આપોયુંરે, પછી વરતો તે જયજયકાર. કણીં૰ ૨૧

પછી સીતા લેઈ ઘેરે આવીયારે, થયાં સકળ પુરણ કામ;
અવધપુરમાંહેતે આણંદ વરતીયોરે, રૂડું રાજ કરેછે શ્રીરામ. કણીંદ૦ ૨૨
એક સમે બેઠા તે સભા કરીરે, બોલ્યા વસીષ્ટમુનીની સાથ;
દશરથનંદન ધરમ ચલાવવારે, માંહે બેઠા ઘણા મુનીનાથ. કણીંદ૦ ૨૩
મોટા મુની ત્યાંહાં ધરમાચરણ કરેરે, સુણો દશરથ નંદન આપ;
ઋશીનો પુત્ર તે રાવણ મારીયોરે, લાગ્યું બ્રહ્મહત્યાદીક પાપ. કણીંદ૦ ૨૪
એવું સાંભળી બોલ્યા શ્રીરામજીરે, ગુરૂ વસીષ્ઠ સાથે તતખેવ;
આ બ્રહ્મહત્યાનું પ્રાચીત ક્યાં જશેરે, મુને કહો ગુરૂ મુનીદેવ. કણીંદ૦ ૨૫
એવું સુણી વસીષ્ઠવાણી વદેરે, કહું પ્રાચીત જવાનો ઠામ;
બ્રહ્મક્ષેત્રમાંહે કણેશ્વર શીવછેરે, જાઓ એસ્થળ શીતાપતી રામ. કણીંદ૦ ૨૬
ત્યાંહાં હીરણ્યાક્ષનદી ગંગા વહેરે, જેવ દશરથ રાજકુમાર;
ત્યાંહાં મારા કમંડળનું જળ નાખીયુંરે, ગંગાશોધિ મુકતી આપનાર. ક૦ ૨૭
એવું વચન સુણીને વસીષ્ઠનુંરે, બ્રહ્મક્ષેત્ર ગયા શ્રીરામ;
સ્નાન કરયું ત્રીવેણી સંગમમારે, દાન દીધાં ઘણા તેણે ઠામ. કણીંદ૦ ૨૮
વીધીવત કણેશ્વર પુજ્યારે, બ્રહ્મભોજન અપરમપાર;
આ ભુષણઅલંકારઅતીઘણાઆપીયારે, સુવરણનાં દાંન તે સાર. કણી૦ ૨૯
પાપ મુકત થયા તે તીરથમાંરે રાવણાદીક હણ્યાની હત્યાય;
દોશ નીવારણ થયો તેનો બ્રગુરે, ગયા અવધપુરમાં રઘુરાય. કણીંદ૦ ૩૦
માટે પુત્ર ત્યાંહાં જઈ તમો તપ કરોરે, પાછું મારાનો જાશેદોશ;
મુકત થાશો તે શરવત્ર પાપથીરે, વળી પાંમશો બહુ સંતોશ. કણીંદ૦ ૩૧

**વલણ.**

કથા સુણી બ્રહ્મક્ષેત્રની, પ્રસન્ન થયા ઋષીરાયરે;
વારેવાર નમસ્કાર કરીને, લાગ્યા પીતાને પાયરે. ૧૬

ઈતીશ્રી બ્રહ્મચરીત્રે, બ્રહ્મપુરાણે, બ્રહ્મક્ષેત્રે, રામચંદ્ર, રાવણાદીક વધ, બ્રહ્મહત્યા પાપ નીવારણં, બ્રહ્માબ્રગુ સંવાદે, નામ ષટદશો અધ્યાયઃ ॥ ૧૬ ॥

## શ્લોકઃ

**तत्रगत्वाभृगुःस्वामिंन्किंचकारवसंश्चक ॥**
**एतत्सर्वंममाचक्ष्वपुण्यंस्वस्त्ययनंमहत् ॥ १ ॥**

## રાગ રામગ્રી.

બોલ્યાં પારવતી શીશનામીજી, કહો કથા ભ્રગુની સ્વામીજી;
પછી શું કરયું તે રૂશીરાયજી, મુને કહો આખ્યાંન મહીમાયજી.

## રાગ ઢાળ.

એવું સુણી શીવ બોલીયા, સુણ સતી પારવતી રાણી;
ભ્રગુયે ત્યાંહાં જે તપ કીધું તે, કહું વરણવ વખાણી. ૧
બ્રહ્મદેવે બ્રહ્મક્ષેત્રની કથા, કહ્યો તીરથ મહીમાય;
ભ્રગુયે સુણી બ્રહ્મપીતાને, વારેવાર લાગ્યા પાય. ૨
તીરથનું માહાત્મ્ય સાંભળી, રૂષી થયા તે મન રળીયાત;
પરદક્ષણા ત્રેણ કીધી બ્રહ્માની, ભ્રગુ પાંમ્યા સુખ શાંત. ૩
પછી રૂશી ત્યાંહાંથી ચાલીયા, આવ્યા બ્રહ્મક્ષેત્ર મોઝાર;
તીરથ જોયું ત્રીવેણી સંગમ, હરખ્યા તે મન અપાર. ૪
ત્રીવેણી સંગમમાં સ્નાંન કીધુ, પોતા તણું નીતનેમ;
નમસ્કાર કીધો શહુ દેવને, મંન આણી ઘણેરો પ્રેમ. ૫
મોટા મુંનીયાંની સ્તુતી કીધી, પ્રેમે પીતાની શેવ;
પક્ષી રાજને પુજીયા, પુજ્યા કણેશ્વર માહાદેવ. ૬
હીરણ્યા ક્ષગંગાના દક્ષીણ તીરે, કીધો પોતાનો આશ્રંમ;
તે ઠેકાણે મુંનીવર પોતે, શું કીધું ભ્રગુ બ્રહ્મ. ૭
પોતાને નામે વીક્ષાત એવા, શીવનું કરયું સ્થાપન;
તપ કરવા ત્યાંહાં બેઠા મુંનીવર, શાંભળ શતી વચંન. ૮
ત્રીજે દીવસ ફળ આહાર કરતા, જપે જોગેશ્વરનો જપ;
પીતા વીરંચીના વચંન થકી તે, કરવા બેઠા ત્યાંહાં તપ. ૯
વેદતણી તે દ્વની ચલાવે, બ્રહ્મચરજ વ્રત ધારી;
શાંન્ત થાવા મંન મુંનીવર પોતે, જટા તે નખ વધારી. ૧૦
વલ્કલ વસ્ત્ર પેહેરીયાં, ડંડ કમંડળું યજ્ઞોપવીત;
કટી તે મેખલા મ્રગચંમર, અક્ષસુત્ર જોગ રીત. ૧૧
મ્રગચંમર તે ઓઢવા સારૂ, વળી બીજું દરભાશંન;
પોતાના નીમની વ્રધી કરે, એવા શમરથ તે મુંનીજન. ૧૨
પ્રાતઃકાળને સાયં કાળે, સુર્ય અગ્નીને શેવે;
ગુરૂ બ્રાહ્મણ ભગવતને પુજે, વેદ ઉચરે મુંનીદેવ. ૧૩

આરાધંન શાધંન શીવતણું, તપ કીધું તે બ્રહ્મકુમાર;
એકાશંન પોતે બેઠા સુંનીવર, વરસ તે દશ હજાર. ૧૪
મૃત્યુંને જીત્યા એવા સુંનીવર, જોઈને શીવ બ્રહ્માય;
દેવ સુંની ને મનુષ્ય પીત્રી, દેખીને વીશ્મે થાય. ૧૫
એ પ્રકારે બ્રહ્મચરજ વ્રત, તપ કીધું સુંની દેવ;
પ્રાચીત પ્રલેં થયું તે સરવે. સુધ્ધ શરીર તતખેવ. ૧૬
એવા બ્રહ્મ ભગવાંનને ભજતાં, જપ જોગ આરાધંન;
વરસ હજારો હજાર કીધું તપ, શીવતણું શાધંન. ૧૭
એવા સુંનીના તપ વડે કરી, કંપ્યો તે સુરપતી રાય;
ઋષીતણું તપ ધ્યાંન ચુકાવા, ઈંદ્ર કીધો ઉપાય. ૧૮
ઈંદ્ર તે મોકલી અપછરા, વળી ગાંધ્રવને કામદેવ;
મળીયાચળ પરવતનો વાયું, ક્રોધ મદ તતખેવ. ૧૯
તે દળ શકળ આવીયું, હીરણ્યાક્ષગંગાની તીર;
આવી જુવે આશ્રંમ સુંનીનો તો, સુંની બેઠા થૈ સ્થીર. ૨૦
ક્ષીરજાદેવી પાસે પવીત્ર એવો, રૂશીતણો આશ્રંમ;
તે ઠેકાંણે તપ કરે સુંની, સ્થીર થૈ બેઠા બ્રહ્મ બ્રહ્મ. ૨૧
વ્રક્ષ રૂડાં પર પક્ષી બોલે, જળાશ્રમતેણે ઠાર;
ભમર ગુંજાર કરી રહ્યા. થાય કોકીલા શબ્દ અપાર, ૨૨
મયુર એવા જે મોર નાચે, પક્ષીના શબ્દ અનેક;
એવો આશ્રમ ત્યાં જળનાં તે બીદુ, શીતળવાયું વીશેક. ૨૩
આવી અપછરાઓ અતી ઘણી, તેનો પતી કાહાવે કામદેવ;
સુંનીને આગળ ચાલ્યું નહી, ઘણો ઉપાય કીધો તતખેવ. ૨૪
વળી મંન વીશે વીચાર કરેજે, તપ કરૂં તેહેનું ભંગ;
રૂશી સ્થીર મંન તપ કરે તેને, શું કરે અગ્ની અનંગ. ૨૫
કામદેવે કામબાણ મુકયાં, જાણે જીત્યા સુંનીવર આજ;
તે બાંણ શરવે નીશફળ ગયાં, એવા શમરથ સુંની માહારાજ. ૨૬
તે રૂશીના તપ તેજ થકી તે, બળવા માંડયા કામદેવ;
તપનું તેજ ખમાયું નહી. પછી પાછા ગયા તતખેવ. ૨૭
જેમ સુતો શરપ ભરનીંદ્રામાં, ખીજવી બાળક જાય;
એમ ખીજવી સહુ પાછાં ગયાં, નહી ધ્યાંન ચુકયા રૂશીરાય. ૨૮

એવા મુંની જરા ક્ષોભ ના પામ્યા, કામદેવ જોઈ ત્યાંહે ;
મુંનીનો મહીમા અતી ઘણો, શહુ વીસ્મે થયા મંન માંહે. ૨૯
તપ શ્વાધ્યા યંન નીમે કરી, મુંની મંનને તે વશ કરતાય ;
દેવ મુંની સહુ અચરજ પામ્યા, એવા ભ્રગુરૂશીરાય. ૩૦
એવા રૂશીના અનુગ્રહ અરથે, શંકર પારવતી એવ ;
નંદકેશ્વરપર બેશીને શીવજી, પ્રગટ થયા તતખેવ. ૩૧
એવા શદાશીવ પ્રગટ થયા, પક્ષીરાજ ફણેશ્વર નામ ;
શીવ પારવતી જોઈને મુંનીયે, કીધા તે ડંડ પ્રણાંમ. ૩૨
મધુરે વચંને શંકર બોલ્યા, જે શદાશીવભગવાન ;
ભસ્મ તે પાપ થયું ભ્રગુ તાહારૂં, માગ્ય માગ્ય વરદાંન. ૩૩
કરી નમશ્કાર શીવરાયને, પછી બોલ્યા ભ્રગુ મુંનીજંન ;
પ્રસંન્ન થયા તો પાળો શીવજી, પોતા તણું તે વચંન. ૩૪
આ સ્થળ માંહે વશો શીવશંકર, સદાશીવભગવાન ;
તમારૂં પુજંન કરે જે પ્રાણી, જપ તપ હોમ શ્નાંન દાંન. ૩૫
એકનું કોટી ઘણું પુન્ય પામે, એવો કીજે મહીમાય ;
અસ્તુ અસ્તુ કહીને શીવશંકર, ત્યાંહાં વશ્યા શીવરાય. ૩૬
ભ્રગુ તીરથ તેનું નામ જઠરીયું, પ્રથવીમાંહે વીક્ષાત ;
એ તીરથનો છે મહીમા મોટો, સુણ દેવી પારવતી વાત. ૩૭
સુત કહે શોનકને પ્રતે, એ તીરથ તણો મહીમાય.
નામ લેતાં બ્રહ્મક્ષેત્રનું, પાપ જાય ને પાવંન થાય. ૩૮

**વલણ.**

બ્રહ્મક્ષેત્રની કથા ઉત્તમ, સુણતાં પ્રાંણી થાય પવીત્રરે,
સુણજે ગાજે શ્રોતા શરવે, ભ્રગુ બ્રહ્મચરીત્રરે. ૧૭

ઈતીશ્રી બ્રહ્મચરીત્રે બ્રહ્મપુરાણે બ્રહ્મક્ષેત્રે, ભ્રગુ માહાત્મ્ય, શીવ પારવતી સંવાદે, ભ્રગુ તપસ્યા, શીવ વરદાંન, ભ્રગુ દોશ, નીવારણં નામ સપ્તદશો અધ્યાય. ॥ ૧૭ ॥

## श्लोकः

शिवेनकथितंयच्चतन्मयाप्रतिभाषितं ॥
महात्म्यंब्रह्मक्षेत्रस्यश्रणुत्वंचापिभार्गव ॥ १ ॥

## રાગ રામગ્રી.

બ્રહ્મક્ષેત્રની કથા પાવનજી, સહુ સુણજો તે શ્રોતાજનજી;
શંકર પારવતી પ્રતે વખાણીજી, શૌનક પ્રતે તે સુત પુરાણીજી.

## રાગ ધનાશ્રી.

શૌનકાદીક ઋખીયોની પ્રતે, કથા કહી સુતપુરાંણીરે;
ઉતમ કથા બ્રહ્મક્ષેત્રનાં, શીવે પારવતી પ્રતે વખાણીરે. ૧
તે માહાત્મ્ય અતી ઉતમ કથા, સાંભળજો શ્રોતાયરે;
કળીના પાપને હરે એવું, બ્રહ્મક્ષેત્ર તીરથ કેહેવાયરે. ૨
અતી ઉતમ બ્રહ્મક્ષેત્ર છે, સરવે દેવ વશે તેણે ઠારરે;
શીદ્ધી આપે ને મુક્તી પમાડે, સહુ સાંભળ જો નરનારરે. ૩
શીદ્ધીને પામ્યા દેવ મુની ત્યાંહાં, ગયા ઘણાનાં પાપરે;
મનુષ્ય પ્રાચીત કેમ નવ છુટે, એવા તીરથના પ્રતાપરે. ૪
ઉતમ એવું આ બ્રહ્મક્ષેત્ર તે, ભુતળમાં કેહેવાયરે;
એ ક્ષેત્રના દરશનમાત્રમાં, છુટે તે બ્રહ્મહત્યાયરે. ૫
પ્રાચીત જે સુવરણની ચોરી, કરયું હોય સુરાપાનરે;
અનેક પાપથી મુકાય પ્રાણી, કરતાં ગંગામાં સ્નાંનરે. ૬
ત્રીવેણી સંગમ સ્નાન કરેતો, અશ્વમેધ ફળ થાયરે;
વેદના પાઠનું ફળ મળે, સરવે પ્રાચીતથી મુકાયરે. ૭
કારતક માઘને ચૈત્ર મહીંનો, ચોથો તે શ્રાવણ માશરે;
એ ચાર માસનું ફળ ઘણુંછે, પાપનો થાય નાશરે. ૮
બ્રહ્મક્ષેત્રમાં બ્રહ્મા વશેછે, વશેછે ક્ષીરજા દેવીરે;
જગત જનનીછે જગતંબે. જુગતી તે જોયા જેવીરે. ૯
ફણેશ્વર ફળ આપે ઘણું, વળી પક્ષીરાજ માહાદેવરે;
વીધીયે કરીને પુજા કરેતો, ફળ પામે તતખેવરે. ૧૦
સંગમ હીરણ્યાક્ષ શાબર તણો ત્રીવેણી સંગમ કેવાયરે;
નાગ ધરામાં શ્રાધ કરે, તેના પીત્રીની સદગતી થાયરે. ૧૧
શ્રવણ નક્ષત્ર વ્યતીપાત વીશે, નીરમળ રાખી મનરે;
પક્ષીરાજ માહાદેવની વાડીમાં, કરેતે બ્રહ્મભોજનરે. ૧૨
શીતા કુંડવીંશે બ્રહ્મભોજન, કરસે જે કોઈ નરનારરે;
કોટી ઘણું ફળ પામશે પ્રાણી, અલખત અપરમપારરે. ૧૩

તે તીરથમાં કોઈ યજ્ઞ કરે, તેના પુન્ય તણો નહી પારરે;
આ લોકમાં આણંદ કરે, અંતેજાય દેવલોકમાં જારરે. ૧૪
હીરણ્યાક્ષગંગા ત્રીવેણી સંગમ, સ્નાન દાન કરે જેહરે;
પુન્યની વ્રધી થાય ઘણી. પુરણ તેજને પામે તેહરે. ૧૫
બ્રહ્માની ખેડચ જાણો બ્રહ્મક્ષેત્ર, ભગ્રુ તીરથ છે ત્યાંહેરે;
એ તીરથનો છે મહીમા ભારી, નીચ્ચે કરો મનમાંહેરે. ૧૬
બ્રહ્મચરીત્ર શ્રીબ્રહ્મપુરાણ, આ બ્રહ્મક્ષેત્ર કેહેવાયરે;
ગંગા ગોધાવરી બદ્રીકાશ્રમશમ એવો છે મહીમાયરે. ૧૭
તે ક્ષેત્રનું ઠામ ઠેકાણું, નીચ્ચે કરી ને વતાવુંરે;
જો કોઈને મન ઈચ્છા હોય તે, બ્રહ્મક્ષેત્રમાં જાવુંરે. ૧૮
ગુજરાત દેશ અમદાવાદ જીલ્લો, તાલુંકે તે શાદરાયરે;
ઈડર પ્રગણે વડાલીને પાશે, બ્રહ્માની ખેડચ કેહેવાયરે. ૧૯
બ્રહ્માની ખેડચ એ બ્રહ્મક્ષેત્ર સ્થળ, સાંભળો શ્રોતાજનરે;
ભાવ ધરી ભગવતને ભજતાં, શાન્તી તે પામે મનરે. ૨૦
પ્રાકૃત વાણી સાંભળી શ્રોતા, રાખશો નહી કોઈ રોશરે;
સંત સાધું કવીજનને બ્રાહ્મણ, દેશો નહી દીલદોશરે. ૨૧
પીંગળ પાઠનો ઠાઠ ને જાણું, કૃષ્ણ તણી કૃપાયરે;
દાસ છું બ્રાહ્મણ સંત તણો, સાહે શમરથ શારદા માયરે. ૨૨
ગાંડાઘેલા પણ ગુણ પ્રભુના, ગાય તો પાવન થાયરે;
નામ લેતાં નારાયણ કેરૂં, પ્રાચીત દુર પલાયરે. ૨૩
નામ થકી અજામેલ ઊધરીયો, ગુણકા પામી સદગતરે;
એમ અધરમીનો ઊધ્ધાર થયો, રામ નામ એક સતરે. ૨૪
માટે આ છે બ્રહ્મક્ષેત્રની કથા, સાંભળતાં સુખ થાયરે;
પ્રીતે પુજે પક્ષીરાજ ફણેશ્વર, દુઃખ દારીદ્ર જાયરે. ૨૫
બ્રહ્મક્ષેત્ર પ્રકાશતે પુરણ, સાંભળો સહુ ચીત ધારીરે;
વીપ્ર પાશે આ કથા વંચાવી, પુણ્ય કરે નરનારીરે. ૨૬
દેહ રખતાં તે દાંન કરવુ, પુણ્ય તે શ્રધ્ધા પ્રમાણરે;
આ કથા સાંભળે બ્રાહ્મણ સુખથી, થાય કોટી કલ્યાણરે. ૨૭
વીપ્રને વાંચવા ભુવન બેસાડે, ગંધ લેપન પુસ્પ હારરે;
સુણે કથા એક ચીતથી જે કોઈ, શ્રોતા સકળ નરનારરે. ૨૮

કથા પુરાણ તે પુરણ સાંભળી, વીપ્ર પાંમાડે સંતોશરે ;
બ્રહ્મક્ષેત્ર ગયા તણું ફળ પામે, થાય નીવારણ દોશરે. ૨૯
ભાવે કરી બ્રહ્મક્ષેત્ર ને શેવેતો, પોચે તે મનની આશરે ;
સંક્ષેપ વરણવ કરીને કેહેછે, ભવાંની શંકર દાસરે. ૩૦
ગુજરાત દેશ ઘઢવાડાંમાંહે, તારંગા શ્રાવક ધામરે ;
સાબરમતી નદીને કીનારે, નીવાશ હડોલ ગામરે. ૩૧
બ્રહ્મક્ષેત્ર ગાયું ભાવ ધરીને, સુણજો તે શ્રોતાજનરે ;
સુણે સંભળાવે તે માહાસુખ પામે, વેગળું જાય વીઘનરે. ૩૨
સ્વત ઓગણીશે પાત્રીશ માંહે, આનંદી અસ્વીન માશરે ;
કૃષ્ણપક્ષ ગુરૂવારને સસ્ટી, પુરણ કાવ્ય પ્રકાશરે. ૩૩

**વલણ.**

પુરણ કાવ્ય પ્રકાશ કથા, ગાજો સુણજો ભાવે કરીરે ;
ભવાની શંકર કેહે સરવે શ્રોતા, એકવાર બોલો શ્રીહરીરે. ૧૮

ઈતીશ્રી બ્રહ્મઅરીત્રે બ્રહ્મપુરાણે બ્રહ્મક્ષેત્રે બ્રગુમાહાત્મ્ય સુતશૌનકાદીક શીવ પારવતી સંવાદે બ્રહ્મક્ષેત્ર માહાત્મ્ય નામ અષ્ટાદશો અધ્યાયઃ ॥ ૧૮ ॥

ઈતીશ્રી બ્રહ્મક્ષેત્ર માહાત્મ્ય કથા સંપુરણ.




મુંબઈ, ઈંડીયન પ્રીંટીંગ પ્રેસ, કાંદાવાડી લેન.

## શ્રીસાંમળાજીનો ગરબો.

નહી આવું નંદાજીના લાલરે, મહીડાં માહારાંરે—એ રાગ.

શ્રીગુરૂ ગણપતી સરસ્વતી માત, તમેને શીશ નામુંરે ;
સાહે કરજો સામલીયા નાથ, જુવો મુજ શામુંરે ; ૧

ગુજર દેશ ઘણો ઘર કહાવ, અમદાવાદ જીલ્લોરે ;
સાદરાથી ઉતર ઈશાંન, ઈડરઘઢ કીલ્લોરે. ૨

ઈડરઘઢ જાણે ઘણા દેશ, ગવાય છે ગીતાંરે ;
વર કન્યા પરણે ત્યાં કેહે, ઈડરઘઢ જીત્યાંરે. ૩

ઈડરઘડથી ઉગમણે દીશછે, શ્રીસાંમળાજીરે ;
હરીચંદ્ર પુરી કેહેવાય, ત્યાં જુગતી જાજીરે. ૪

સ્વસ્થાન ટીંટોઈને પાશે, સામળીયો બીરાજેરે ;
કરે દરશન જે નરનાર, દુઃખડાં ભાજેરે. ૫

જેહને કેહેછે ગદાધર માહાત્મ, પ્રભુજી એજરે ;
પુરે કોડ શ્રીરાય રણછોડ, તપે મુખ તેજરે. ૬

કોટી ભાનું પ્રભુમુખ નુરછે, મુગટ માથેરે ;
શંખ ચક્ર ગદાપદ્મ ધરીયા, ચતુરભુજ નાથેરે. ૭

વાઘા કેશરીયા થરકાવછે, ફુલનો તોરોરે ;
પ્રીતે પેહેરયું પીતાંમરનાથ, કટી છે કંદોરોરે. ૮

કંઠે શોભે મુગતાફળ હારમાળ, કુંડલ જળ કેરે ;
ભાળ તીલક કીધું કંપોળ, છબી ખુબ શળકેરે. ૯

ત્રેણ માળનું દેવળ ઉંચું, શીખર ખુબ શોભેરે ;
જોઈ જાળીયાં માળીયાં અવાશ, મનડું લોભેરે. ૧૦

ઉતર દીશા ભણીછે દ્વાર, ગરૂડજી શામેરે ;
હરી ગરૂડ દ્રસ્ટી એક, થાય છે તે ઠામેરે. ૧૧

બેહુ બાજુછે બેદરવાન, જય વીજય કીજેરે ;
મુખ જુવે દરપણ લેઈ હાથ, મન ઘણું રીજેરે. ૧૨

દરવાજે હસ્તીની જોડ, સીંદુરથી નાહાયારે ;
પાસે આંબા પાલવનું ઝાડ, શીતળ છાયારે. ૧૩

ડાંઠી બાંધી હસ્તી પર માળ, ચોઘડીયાં વાજેરે ;
શનમુખ સામળીયો નાથ, બીહારી બીરાજેરે. ૧૪

દેવળ પછવાડે સારો ચોક, આગળ રૂપાળોરે;
બાગ ભગવાનદાસનો ખાખ, ચોંક નીહાળોરે. ૧૫
રૂડી આછા પાલવની છાયા, સદાવ્રત આપેરે;
ત્યાંછે ત્રીલોકી નાથનું ધામ, દુઃખ સહુ કાપેરે. ૧૬
તેને પાસે રૂપાળી વાવ્ય, મીઠું બહુ પાણીરે;
બહુ ચમતકારી છે ધામ, સું કહું વખાંણીરે. ૧૭
વીશ્વનાથ શંકર ત્યાં બીરાજે, પારવતી સંગરે;
પુરવ દીશા ભણી શોમનાથ, જટામાં ગંગરે. ૧૮
ઉતર દીશાયે ભરીયું તળાવ, કમળભુજ કેહેછેરે;
બ્રહ્મદેવે કીધેલાં કામ તે, નીશાણીયો રેહેછેરે. ૧૯
રૂડો બાંધેલો દીશે બજાર, સરકારની ચોકીરે;
તેને પાસે છે પ્રેતશલ્લાય, ભરયું જળ અલોકીરે. ૨૦
પ્રેતયોની પામ્યો હોય પ્રાણી, તેહેની થાય ગતીરે;
ત્રીવેણી તણોછે સંગમ, ત્યાં નદીમેશવતીરે. ૨૧
ગળે ત્રીવેણી સંગમમાં હાડતે, નજરે જુવોરે;
નાગ ધરોછે નૈરૂત કુંણ, ત્યાં જૈ પાપ ખુવોરે. ૨૨
તેને પાસે છે શ્રીરણછોડજી, દરશન કરીયેરે;
પ્રભુ પુરે તે મનના કોડ, સંસારથી તરીયેરે. ૨૩
હરીચંદ્ર રાજાની ચોરી, ઘણા વરષ કેરીરે;
દીશે જાણ્યું રચેલી હાલ, સોભા ઘણેરીરે. ૨૪
તેને પાસે છે સુરજકુંડ, તેમાં કોઈ નાહાસેરે;
બ્રહ્મહત્યાદીક પ્રાચીત, તે સરવે જાશેરે. ૨૫
તેને આગળ ત્રીકુટી પરવત, મેરૂ આકારરે;
ત્યાં બીરાજે શ્રીભગવાન, બ્રહ્મા ત્રીપુરારે. ૨૬
ઘણા દેવરૂશીના આશ્રમછે, જળકાર જાણુંરે;
જ્યાંહાં ત્યાંહાં ધુંણી દેખાય, જેમ ગીરીરાજ આણુરે. ૨૭
ઉપર ઘણા ભરયા જળકુંડ, સજીવન પાણીરે;
શીશ ઘણાં દેવળ દેખાય, શું કહું વખાણીરે. ૨૮
ત્યાં વસેછે સંત મહંત માહા, જોગી અઘોરીરે;
સબ્દ થાય નાનાપ્રકાર, ત્યાં માતા સીંહોરીરે. ૨૯

વસે પશ્ચિમ દીશામાં માત, દરશનદ્યે દાહાડીરે;
બહુ ભ્રમર કરે ગુંજાર, જ્યાં જંગળ ઝાહાડીરે. ૩૦
તેને પાસે શામળ પુરગામ, રૂદ્રા માહાદેવરે;
રૂદ્રમાળ રચ્યો છે ત્યાંહિ, કરીયે તેની શેવરે. ૩૧
દક્ષણ દીશા છે ગામ વાંદીયોળ, ત્યાં વૈજનાથ શીવરે;
ભોળો બાજે તે ભવના દુઃખ, જાણજે જીવરે. ૩૨
પરવત કીનારે શરીતાગંગ, ત્યાં નીરમળ વેહેછેરે;
તેને કીનારે ખોડીયાળમાત, દરશણ દેછેરે. ૩૩
ઘણા કુપ તળાવ ને વાવ્ય, પુરાઈ ગયેલીરે;
કોઈ શમે શમેની વાત, નીશાંણીયો રહેલીરે. ૩૪
આજ ખપ કરી ખોદવા જાય, ચમત્કાર થાશેરે;
માંહે દેખી મણીધરનાગ, જીવ લેઈ જાશેરે. ૩૫
ત્યાં ટીંટોઈ તાલુકદાર, કનકશંગ રાજારે;
તેહેને શામળીયાની સાહે, પુન્યવાંન જાજારે. ૩૬
ફરી શીખર દેવળનું કીધું, ચતુર ચીત ધારીરે;
બહુ દેવળની રચનાય છે, શોભા સારીરે. ૩૭
કનકસીંઘ કનકમણી જેવો, છે ફાંકડો છેરોરે;
સંત શાધુ બ્રાહ્મણ પ્રભાવ, જ્ઞાની ઘણેરોરે. ૩૮
જેને શામળીયાની સાહે, જગતમાં જીતરે;
વાજે નોબત નગારાં નીશાણ, રાજની રીતરે ૩૯
પુરવભણી માંરી છે ગામ, ત્યાંનો ચોકી પોરોરે;
રાખે શકળ વરણને વશ, ઠીક ઠાકોરોરે. ૪૦
કારતક સુદ પાચમને દીન, ભરાયછે મેળોરે;
ગુરૂસીંહ ગોધાવરી જાય, તેમ સંગ થાયે ભેળોરે. ૪૧
માગશર સુદ પાચમ દીન સુધી, મેળો એક માસરે;
જાણે મુંબઈ મધ્ય બજાર, એવો ત્યાં ઉજાશરે. ૪૨
ઘણા દેશથી આવે મનુષ્ય, કમાવા ગરથરે;
કોઈ આવે લેવા જણસ ભાવ, કોઈ દરશન અરથરે. ૪૩
ચાર તરફ શરકારની ચોકી, ઉઘાડાં દ્વારેરે;
કરે કપટ જપટ તસ્કર, જીવથી મારેરે. ૪૪

ઘણા દેશના આવેછે રાજા, ઘણા શાહુકારરે;
ઈડર સાદરા કચેરી ત્યાંહિ, બડે ધુમકારરે. ૪૫
ત્યાં બણે મુંબઈનો બજાર, શું કહુ વખાણીરે;
રૂડુ રાજ રૂપાળુ આજ, વીકટોરીયા રાણીરે. ૪૬
એવી શામળાજીની શોભા, સંક્ષેપે કહીછેરે;
વરણવ કરતાં તો નાવે પાર, રચના બહુ રહીછેરે. ૪૭
બ્રહ્મા વસેછે એડચ, ગદા ધર એજરે;
કળનાથ ભવનાથ માહાદેવ, ઈડરઅંગ તેજરે. ૪૮
ત્યાં માહારાજાધીરાજ, કેશરીસીંઘ બંકારે;
ગુણ શકળમય ભરપુર, સ્વરૂપે સીંહ લંકારે. ૪૯
એ ઈડરના પંચ રત્ન, ધરી પ્રેમ ગાસેરે;
તેને કરશે શામળીયો સાહે, દુઃખડાં જાશેરે. ૫૦
ગુજર દેશ ઘઢવાડાં માંહિ, છે હડોલ ગામરે;
કેહે ભવાનીશંકરદાશ, પુરજો મુજહામરે. ૫૧
સ્વત ઓગણીસેં બેતાલીશ, ચઈત્ર સુધ બીજરે;
બુધવારે થયું કામ સુધ, કરૂણા કીજેરે. ૫૨

સંપુરણ.

## લાવણી.—મછેંદ્ર ગોરખ વીશે.

ગુરૂ મછેંદ્ર ગોરખ ચેલા, શીષ્ય ત્યાગી ગુરૂ ઘરબારી;
મોહનીરૂપમેં મોહે મછેંદ, બડા જોગી તપશ્યાધારી. ટેક. ૧
કહે મછેંદ્ર સુનબે ચેલા, પ્રથવી પરદક્ષણા કરના;
રહો આસનપર રટો રામકું, રામ નામ જપહૈ તરના. ૨
ગયે ગુરૂ ગોરખ શમજાકર, મુલક મુલકમેં ફીરતા હૈ;
ગ્યાંન ધ્યાંન તપ જોગ સમાધી, માહા જોગી મન સ્થીરતા હૈ. ૩
ચાર ખુંટમે ફીરકે જોગી, શબ દેવનકા દરશન કીયા;
નીગમ પાહાડ કે જોગી મછેંદ, કાળ ચોટકું ચુકા દીયા. ૪
કામરૂ દેશમાં આયે મછેંદ, કામની હૈ કામનગારી;
મોહની રૂપમેં મોહે મછેંદ, બડા જોગી તપશ્યાધારી. ગુરૂ૦ ૧
કામરૂ દેશકું મક્ષાદેવી, કામનપુર નગરી કાહાયે;
જોગી અવધુતા ડર નાંહી હુતા, ફીરત ફીરત ગુરૂ વાંહા આયે. ૧

મીલીમાનુની મોહ ઉપજાવત, બશીકરણ વીદ્યા બળમેં;
ગાવત નૈન નચાવત નારી, ગુરૂઘર આયે હૈ ઓદળમેં. ૨
બશ બહાદુરકર નામ સુંદરી, કામનપુર નગરી રાણી;
અધીક ઓપમા ઈંદ્રકી અપછરા, ક્યાક્યા ગુન મેં બતલાણી. ૩
ફીરતે ફીરતે નાથ મછેંદ્ર, બશ બાહાદુરકે વાંહાં આયે;
અલકજગાવત આવત જોગી, દ્વારપાળને બોલવાયે. ૪
ગયે દરબાજે અંદર મછેંદર, મોહની મોહ ફાંશી ડારી;
મોહની રૂપમેં મોહે મછેંદ્ર, બડા જોગી તપશ્યાધારી. ગુરૂ૦ ૨
મછેંદ્ર મન બીચાર કરત હૈ, મુલક દેખ્યા મેં નવખંડા;
કામરૂ દેશ મેં મીલી કામની, મોહ ઉપજાવત હૈ રેંડા. ૧
કેહે કામની સુનો જોગી તુમ, હો સ્વામી મૈં હું ચેલી;
હરી ગુણ ગાવત નૈન નચાવત, મોહ ઉપજાવત અલબેલી. ૨
શજ્યા શોલ શણગાર સુંદરી, સ્રીચરીત્ર અપરમપારા;
લપટ ગયે ગુરૂ ગોરખકે વાંહાં, માનુની હૈ મોહકીધારા. ૩
બશ બાહાદુરને બાંધ લીયા હૈ, નીગમ પાહાડ જંગલ જોગી;
મોહે મછેંદ્ર દીલ દશેંદ્ર, ભવ તારણ હુવે ભોગી. ૪
તીરીયાને તીન લોક નચાયે, સુરબ્રહ્મા ઔર ત્રીપુરારી;
મોહની રૂપમેં મોહે મછેંદ્ર, બડા જોગી તપશ્યાધારી. ગુરૂ૦ ૩
ભુલ ગયે જપ જોગ ધ્યાન તપ, સંસારી હુવે સંતા;
પુત્ર હુવે દો પ્રગટ જગતમે, અપાર માયા ભગવંતા. ૧
ગોરખ ગુપ્ત ગુફામેં બૈઠે, ગુરૂ હુવે વાંહાં ઘરબારી;
શીષ્ય સમાધી ચડા દેખત હૈ, ગોવીંદકી ગતહૈ ન્યારી. ૨
શીષ્ય સમાધી છોડ દીયે, ઔર ચલે ધુંડનકું ગુરૂ દેવા;
કાહાં ગયે મેરેનાથ મછેંદ્ર, કરલ્યું મે ઊનકી શેવા. ૩
ગુપ્ત ગુફા આશનકું છોડી, દેશ દેશ ફીરતા જોગી;
ખબર હુઈ કામનપુર નગરી, ભવતારણ હુવે ભોગી. ૪
મૈહું પાશ મંદીર મોહનકા, ગોરખ ગ્યાંન કરે ભારી;
મોહની રૂપમેં મોહે મછેંદ્ર, બડા જોગી તપશ્યાધારી. ગુરૂ૦ ૪
બૈઠે ગોરખ ગ્યાંન તાનમે, બહુ બીધ બાજા બજવાયે;
શમશ્યામેં શમજાવત ગુરૂકું, ચેંત મછેંદ્ર ગોરખ આયે. ૧

ગોરખકી બાંનીજદ જાની, મછેંદ્ર મનમેં પસ્તાયે;
કહા સુંદરીસેં શબ શમજાકર, શીષ્યમેરા ગોરખ આયે. ૨
લપટ લેના લાતા મે જાતા, ગાતા ગુંન અવગુન મેરા;
ગોરખ ગુંનમે તુન્ય નહી, કુચ બળ પ્રાક્રમ કરના તેરા. ૩
મીલે ગુરૂ ગોરખકું જાકર, ગોરખ ગુરૂકે ગુન ગાયે;
બાત ચીત વાંહા કીની પરસ્પર, દોનું મીલ મેલું આયે. ૪
દેખા ગુરૂકા ગફલત તોટા, પુત્ર દોઊઘરમે નારી;
મોહની રૂપમેં મોહે મછેંદ્ર, બડા જોગી તપશ્યાધારી. ગુરૂ૦ ૫
આદરમાંન દીયા સુંદરીને, પીછે ગુરૂકા હે કેહના;
ગોરખ બચા શીષ્ય હૈ સચા, નવીન શીજકો પાલેના. ૧
અચા ગુરૂ ગોરખ ગયે ઘરમેં, જાય પલંગપર સુતાહૈ;
આઈ મોહની મોહ ઉપજાવત, મોહનીરૂપ અદભુતા હૈ. ૨
મોહ માયા ત્રસ્ણા નહી ગોરખ, ગુપ્ત કીની વાહા ગુરૂવાંણી;
દ્વાર ખોલ ગુરૂ દેખન લાગે, મીલે નહીં મોહના રાંણી. ૩
પીછે ગુરૂં ગોરખકું પુછે, ગુરૂવાણીકું કયા કીયા;
બોલે ગોરખ આગ્યાદીની તુમ, પાલેહેના સો પાલીયા. ૪
અરેરેરે બચા હે કયાં કીના, ગુરૂ ગોરખકું તુસ્કારી;
મોહની રૂપમેં મોહે મછેંદ્ર, બડા જોગી તપશ્યાધારી. ગુરૂ૦ ૬
શોક રૂદનમે ગુરૂજી બૈઠે, ગોરખ ગુન માયા જાણી;
કયું રોતે હો ગુરૂ મછેંદ્ર, દેખો ખડીઓ ગુરૂવાણી. ૧
મછેંદ્ર કુંજદ મીલી મોહની, આનંદ મન પ્રસન્ન ભયે;
રહે ગોરખ વાંહાં ગુરૂકે ઘરમે, પાંચ દશ દીન બીત ગયે. ૨
એક દીન ગુરૂ કેહ સુંન ચેલા, લેજાવે પુત્ર દોના;
જાય નદી ગંગાકે ઉપર, બચા અચા કરધોના. ૩
અચા ગુરૂ ગોરખ ગયે ગંગપર, દો પુત્ર દો હાથે લીયા;
માર પછાડ પથરપર ઝીંહીકે, જલ નીકાલ ફીર સુકા દીયા. ૪
ગંગા તીરથેં ગોરખ બૈઠે, શીષ્ય શમાધી હોમકારી;
મોહની રૂપમેં મોહે મછેંદ્ર, બડા જોગી તપશ્યાધારી. ગુરૂ૦ ૭
બખત હુઈ બાલક નાહી આયે, ગુરૂ દેવ ધુંડન ધાયે;
ગંગતીર ગોરખ ધ્યાંન ધરત હૈ, ગુરૂ મછેંદ્ર વાંહાં આયે. ૧

ગુરૂ ગોરખકું પુછન લાગે, દો પુત્રકું કયા કીયા ;
ગુરૂજી અચા ધોકર બચા, દેખો શામને સુકા દીયા. ૨
દેખ પુત્ર ગુરૂ રોવન લાગે, ગોરખ ગુરૂકું શમજાવે;
શમરથ સ્વામી ભગમે ભુલે, માયા ગરી ગરી ભરમાવે. ૩
બહુ બીધ બોધ દીયા ગોરખને, શમજત નહી ગુરૂ શોક હીયે;
માયા જાની બોહત મસ્તાની, દો પુત્રકું પ્રગટ કીયે. ૪
દેખ પુત્ર ગુરૂ પ્રસન્ન હુવે હે, શોક રૂદન શબહી ટારી;
મોહની રૂપમેં મોહે મછેંદ્ર, બડા જોગી તપશ્યાધારી. ગુરૂ૦ ૮
કહે ગોરખ સુનો તુમ ગુરૂજી, ઘરધંધા અંધા કાહાવે;
અબધુત જોગી હુવે તુમ ભોગી, ચેલા પીછે કાંહા જાવે. ૧
બોહત ગોરખને ગ્યાંન બતાયા, મછેંદ્ર મનમે શમજ ગયે;
પીછે પસ્તાયે મૈં કાંહાં આયે, કાહા કામની કે શંગ ભયે. ૨
છોડ દીની ફીર શબહી માયા, ગયે ગુરૂ ગોરખ શંગા;
જાય શરજુંમે સ્નાન કીયા હે, જાહાં બેહેતી પાવન ગંગા. ૩
શીષ્ય બડા ગુરૂસે કેહેતે, મછેંદ્રકા મોહ છોડવાયે;
ગયે ગુપ્ત ગુફા આબુમેં, ભવાની શંકર ગુન ગાયે. ૪
ગુરૂ ગોરખકી ખુબ લાવણી, ગાવો શબહી નરનારી;
મોહની રૂપમેં મોહે મછેંદ્ર, બડા જોગી તપશ્યાધારી. ગુરૂ૦ ૯

સંપુરણ છંદ.

**પનશતીથી.**—હમકું છોડ ચલે બનમાધું એ રાગે.

ભજ મન ભજ મન રામકૃષ્ણકું, બંશીધર મોરલીવારેરે. ભજ૦ ટેક.
પ્રતીપદા શખી પ્રથમ કાહાવે, પ્રભુયે કરૂના કીહીનીરે;
લક્ષ ચોરાશી છોડી કૃષ્ણજીયે, મનુષ્યા દેહ ઉતમ દીનીરે. ભજ૦ ૧
દ્વીતીયમ દીવ્ય નૈનદીયે હે, પ્રભુકે દરશન કરનારે;
જઠરાગ્નીમે રક્ષા કીની, ધ્યાન ઓહી પ્રભુકે ધરનારે. ભજ૦ ૨
ત્રતીયમ ત્રીભોવન નાથા, સાહે કીની દીયા અવતારરે;
જઠરાગ્નીમેં જીવ અકલાતા, વાંહાં ભજતો શ્રીકીરતારરે. ભજ૦ ૩
ચતુરથીયે ચતુરભુજ સુમરે, નાથ નરકસે નીકારેરે;
અબ નાહી છોડું પ્રભુકું ગડીમૈં, સુમરન કરૂ શ્રીમુરારે-રે. ભજ૦ ૪

પંચમી પંચ તત્વ પુતરા, નીકારા નરકશેં બાહારેરે ;
પ્રસ્વહુવાતબશબહીત ભુલે, ગલેમોહ કે ફંદ ડારેરે. ભજ૦ ૫
સષ્ટીમે શીસુ રૂપ હુવે હૈ, બારાબરશ બાલા પનમેરે ;
જુવાંનીમેં સુત નાર મીલી હૈ, જીવલગા નારી તન ધનમેરે. ભજ૦ ૬
સપ્તમીમેં ચીત ફીરે ભટકતા, નાહી રેહવે કુંચ ઠેકાનારે.
ભોજાલમેં જીવ આઈ પરા હૈ, માયામેં ગોથા ખાનારે. ભજ૦ ૭
અષ્ટમી આણંદ હુવા તન દેખા, બોહોત મનમે મગ્ન હુવેરે ;
નાહી બીચાર કરત મુઢ પ્રાણી, આગે પીછે કીતે સુવેરે. ભજ૦ ૮
નવમીમેં નીરભાગ્ય પ્રાણીકો, મોહો દેખી શુત બોત દારારે ;
નાહી શમજત પ્રાણી જડબુદ્ધિ, પ્રભુ ભેદ અપરમપારારે. ભજ૦ ૯
દશમીમેં દીન જાવે ભટકતા, માયાસે સબહી હારેરે ;
શીવ ઔર સુરમુની બ્રહ્માદીક, માયાયે નાહી કોઈકું ટારેરે. ભ૦ ૧૦
એકાદશી અપવાસને હોવે, જાવે જુવાની હોવે બુઢારે ;
નૈનનાશીકા લગે ગલનેકું, તોબી માયા નાહી તજે સુઢારે. ભજ૦ ૧૧
દ્વાદશીમેં દેખત નાહી સુઢા, નૈનાસે હુવે અંધારે ;
તોબી માયાસે દીલ નાહી છુટત, મલસુત્રમે જાતા બંધારે. ભજ૦ ૧૨
ત્રયોદશી તીનતાલ હુવે હૈ, ફીર આયે જમકે દુતારે ;
દુર રહે સબ અંત બખતમે, આપે જાયે શમશાંને સુતારે. ભ૦ ૧૩
ચતુરદશીમે ચતુર નર ચેતક, ભજે પ્રભુ પુરણ પ્યારેરે ;
ઔર દુજા શબ ફીરે ચોરાશી, બનચોરાશી અગ્નીજારેરે. ભજ૦ ૧૪
પુરનીમે શબ પુરન હોવે, શ્રીકૃષ્ણ રાધે રટત નામારે ;
ભવાનીશંકર કહે કરજોરી, મીલે ઊનકું બૈકુંઠધામારે. ભજ૦ ૧૫
પનરા તીથી પ્રીતસે ગાવે, કરે મનમે બીચારારે ;
નાથના વજ્યું પકડ લેવે તો, ભોંજલસે ઉતરે પારારે. ભજ૦ ૧૬

સંપુરણ છે.